# સૂરઃ બનીઈસ્રાઈલ

**નામકરણ :-**

નામ ચોથી આયતના કથન وَقَضَيۡنَاۤ اِلٰى بَنِىۡۤ اِسۡرَآءِيۡلَ فِى الۡكِتٰبِ ઉપરથી લેવામાં આવ્યું છે. પરંતુ આમાં ચર્ચાનો વિષય બનીઈસ્રાઈલ નથી બલકે આ નામ પણ કુર્આનની ઘણી સૂરઃઓની જેમ માત્ર પ્રતીક તરીકે રાખવામાં આવ્યું છે.

**ઊતરાણકાળઃ-**

પહેલી જ આયત આ વાત તરફ ઇશારો કરે છે કે આ સૂરઃ મે'રાજ પ્રસંગે ઊતરેલી છે. મે'રાજની ઘટના હદીસ અને સીરતની અનેક રિવાયતો પ્રમાણે હિજરતના એક વર્ષ પહેલાં બની હતી એટલા માટે આ સૂરઃ પણ એ જ સૂરઃઓમાંથી છે જે મક્કાકાળના અંતિમ ગાળામાં ઊતરી છે.

**પશ્ચાદ્ભૂમિઃ-**

એ વખતે નબી સ.અ.વ.ને તૌહીદના સંદેશનો એલાન કરતાં કરતાં બાર વર્ષ પસાર થઈ ગયા હતાં. આપના વિરોધીઓ આપનો માર્ગ રોકવા માટે બધાં જ ઉપાયો અજમાવી ચૂકયા હતાં. પરંતુ તેમના તમામ અવરોધો છતાં આપનો અવાજ અરબસ્તાનના ખૂણેખૂણેમાં પહોંચી ગયો હતો. અરબસ્તાનનો કોઈ કબીલો એવો રહ્યો ન હતો જેમાં બે-ચાર માણસો આપના સંદેશથી પ્રભાવિત થયેલાં ન હોય. ખુદ મક્કામાં એવા નિષ્ઠાવાન લોકોનું એક નાનકડું જૂથ રચાઈ ગયું હતું જે આ સંદેશની સફળતા કાજે કોઈ પણ જોખમ ખેડવા તૈયાર હતું. મદીનામાં ઔસ અને ખઝરજના શક્તિશાળી કબીલાઓની એક મોટી સંખ્યા આપની હિમાયતી બની ગઈ હતી. હવે એ સમય નજીક આવી ગયો હતો જયારે આપને મક્કાથી મદીના તરફ સ્થળાંતર કરી જવાની અને વિખરાયેલાં મુસલમાનોને એકત્ર કરીને ઇસ્લામના સિદ્ધાંતો ઉપર એક રાજયની સ્થાપના કરવાની તક મળવાની હતી.

આ સંજોગોમાં મે'રાજની ઘટના બની અને પાછા આવીને આ સંદેશ નબી સ.અ.વ.એ દુનિયાને સંભળાવ્યો.

**હેતુ અને વિષયવસ્તુઃ-**

આ સૂરઃમાં ચેતવણી, સમજાવટ અને ઉપદેશ, ત્રણેય સપ્રમાણ એકત્ર કરી દેવામાં આવ્યાં છે.

ચેતવણી મક્કાના કાફિરોને આપવામાં આવી છે કે બનીઈસ્રાઈલ અને અન્ય કોમોના અંજામ ઉપરથી બોધપાઠ ગ્રહણ કરો અને ખુદાએ આપેલી મહેતલની અંદર, જેના સમાપ્ત થવાનો સમય નજીક આવી ગયો છે, સાવધ થઈ જાઓ અને આ સંદેશને કબૂલ કરી લો જે મુહમ્મદ સ.અ.વ. અને કુર્આન દ્વારા રજૂ કરવામાં આવી રહ્યો છે નહીં તો નષ્ટ કરી દેવામાં આવશો અને તમારી જગ્યાએ

બીજાં લોકોને ધરતી ઉપર વસાવવામાં આવશે. બીજું, આની સાથે સાથે બનીઇસ્રાઈલને પણ, જે હિજરત પછી તરત જ વહીના સંબોધિત થવાના હતાં, આ ચેતવણી આપવામાં આવી છે કે અગાઉ જે સજાઓ તમને મળેલી છે તેમાંથી પદાર્થપાઠ ગ્રહણ કરો અને હવે જે તક તમને મુહમ્મદ સ.અ.વ.ના નબી તરીકે આવવાથી મળી રહી છે તેનો લાભ ઊઠાવો. આ અંતિમ તક પણ જો તમે ગુમાવી દેશો અને ફરી તમારા પાછલા વર્તનનું પુનરાવર્તન કરશો તો પીડાદાયક પરિણામ ભોગવશો.

સમજાવટ સ્વરૂપ સહેલાઈથી સમજી શકાય તેવી રીતે સમજાવવામાં આવ્યું છે કે માનવીના સદ્ભાગ્ય, દુર્ભાગ્ય અને સફળતા તથા ખોટનો આધાર હકીકતમાં કઈ વસ્તુઓ ઉપર છે. તૌહીદ, આખિરત, નબૂવ્વત અને કુર્આનના સાચા હોવા માટેની દલીલો આપવામાં આવી છે. એ શંકાઓનું નિવારણ કરવામાં આવ્યું છે જે આ બુનિયાદી સચ્ચાઈઓ વિષે મક્કાના કાફિરો તરફથી વ્યક્ત કરવામાં આવતી હતી અને આ દલીલોની સાથે વચ્ચે વચ્ચે ઇનકાર કરનારાઓના અજ્ઞાનતાપૂર્ણ કૃત્યો માટે ઠપકો પણ આપવામાં આવ્યો છે.

ઉપદેશના પાસામાં નૈતિકતા અને સભ્યતાના એ મુખ્ય મુખ્ય નિયમો જણાવવામાં આવ્યાં છે જેની ઉપર જીવનની વ્યવસ્થા સ્થાપવાનો મુહમ્મદી સંદેશનો ધ્યેય હતો. જાણે કે આ ઇસ્લામનું બંધારણ હતું જે ઇસ્લામી રાજયની સ્થાપનાના એક વર્ષ પહેલાં અરબસ્તાનના લોકો સામે પ્રસ્તુત કરવામાં આવ્યું હતું. આમાં સ્પષ્ટપણે જણાવી દેવામાં આવ્યું હતું કે આ રૂપરેખા છે જેની ઉપર મુહમ્મદ સ.અ.વ. પોતાના દેશની તેમજ ત્યાર પછી સમસ્ત માનવસમાજના જીવનની રચના કરવા માગે છે.

આ તમામ વાતો સાથે નબી સ.અ.વ.ને હુકમ આપવામાં આવ્યો છે કે મુશ્કેલીઓના આ વંટોળમાં દૃઢતાપૂર્વક પોતાની જગ્યાએ અડગ રહો અને કુફ્રની સાથે સમાધાન કરવાનો વિચાર પણ ન કરો. બીજું, મુસલમાનોને, જેઓ કોઈ કોઈ વખત કાફિરોના જોરજુલમ અને તેમની અવળી ચર્ચાઓ તથા તેમના જુઠ્ઠાણાં અને મનઘડંત વાતોના પૂર સામે સહજભાવે ગુસ્સે થઈ જતા હતાં, શિખામણ આપવામાં આવી છે કે સંપૂર્ણ ધૈર્ય અને શાંતિ સાથે પરિસ્થિતિનો સામનો કરતાં રહો અને સંદેશ પહોંચાડવાના તથા સુધારણાના કામમાં પોતાની લાગણીઓ ઉપર કાબૂ રાખો. આ અંગે અંતરમનની સુધારણા તથા મનની શુદ્ધિ માટે તેમને નમાઝનો નુસ્ખો આપવામાં આવ્યો છે કારણ કે આ એ વસ્તુ છે જે તમને એ તમામ ઉચ્ચ ગુણોથી સજ્જ કરશે જેનાથી સત્યમાર્ગના મુજાહિદોએ સુસજ્જ હોવું જોઈએ. રિવાયતો ઉપરથી જણાય છે કે આ પહેલો પ્રસંગ છે જયારે પાંચ વખતની નમાઝ સમયના પાલન સાથે મુસલમાનો માટે ફરજિયાત કરવામાં આવી.



| رُكُوْعَاتُهَا ١٢ | سُوْرَةُ بَنِيْٓ اِسْرَاءِيْلَ مَكِّيَّةٌ | اٰيَاتُهَا ١١١ |
|---|---|---|
| રુકૂઅ : ૧૨ | સૂરઃ બનીઇસ્રાઈલ મક્કી | આયત : ૧૧૧ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

سُبْحٰنَ الَّذِيْٓ اَسْرٰى بِعَبْدِهٖ لَيْلًا مِّنَ الْمَسْجِدِ الْحَرَامِ

اِلَى الْمَسْجِدِ الْاَقْصَا الَّذِيْ بٰرَكْنَا حَوْلَهٗ لِنُرِيَهٗ مِنْ اٰيٰتِنَا ؕ اِنَّهٗ

**પાક છે તે જે લઈ ગયો એક રાત્રે તેના બંદાને મસ્જિદેહરામથી દૂરની એ મસ્જિદ સુધી જેની આસપાસ આવેલી ભૂમિને તેણે બરકતવંતી બનાવી છે જેથી તેને પોતાની કેટલીક નિશાનીઓનું દર્શન કરાવે.[1] હકીકતમાં તે જ છે**

(૧) આ એ જ ઘટના છે જે પરિભાષામાં ''મે'રાજ'' અને ''ઇસ્રા''ના નામથી પ્રખ્યાત છે. મોટાભાગની પ્રમાણભૂત રિવાયતો ઉપરથી જણાય છે કે આ ઘટના હિજરતના એક વર્ષ અગાઉ બની હતી. હદીસ અને સીરતના પુસ્તકોમાં આ ઘટનાની વિગતો સંખ્યાબંધ સહાબીઓ રદિ. પાસેથી નોંધવામાં આવી છે જેની સંખ્યા ૨૫ સુધી પહોંચે છે. આમાં સૌથી લાંબી રિવાયતો હઝરત અનસ બિન માલિક રદિ., હઝરત માલિક બિન સઅ્સઆ રદિ., હઝરત અબૂઝર ગિફારી રદિ. અને હઝરત અબૂ હુરૈરા રદિ. દ્વારા રિવાયત કરવામાં આવી છે. આ ઉપરાંત હઝરત ઉમર રદિ., હઝરત અલી રદિ., હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રદિ., હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિ., હઝરત અબૂસઈદ ખુદરી રદિ., હઝરત હુઝૈફા બિન યમાન રદિ., હઝરત આઈશા રદિ. અને બીજા ઘણાં સહાબીઓએ પણ આના કેટલાક ભાગોનું વર્ણન કર્યું છે.

કુર્આનેમજીદ અહીં માત્ર મસ્જિદેહરામ (બૈતુલ્લાહ)થી મસ્જિદેઅકસા (બૈતલમકદિસ) સુધી નબી સ.અ.વ.ના જવાની સ્પષ્ટતા કરે છે અને આ પ્રવાસનો હેતુ આ જણાવે છે કે અલ્લાહતઆલા તેના બંદાને પોતાની કેટલીક નિશાનીઓ દેખાડવા માગતો હતો. આનાથી વધારે કોઈ વિગતો કુર્આનમાં જણાવવામાં આવી નથી. હદીસમાં જે વિગતો આવી છે તેનો ટૂંકસાર આ છે કે રાતના સમયે જિબ્રઈલ અ.સ. નબી સ.અ.વ.ને ઊઠાવીને મસ્જિદેહરામથી મસ્જિદેઅકસા સુધી બુરાક ઉપર બેસાડીને લઈ ગયાં. ત્યાં નબી સ.અ.વ.એ પયગમ્બરો સાથે નમાઝ અદા કરી. પછી તેઓ આપને ઉપરની દુનિયા તરફ લઈ ગયાં અને ત્યાં અલગ અલગ આકાશના તબક્કાઓમાં જુદાં જુદાં પ્રતિષ્ઠિત પયગમ્બરો સાથે આપની મુલાકાત થઈ. છેલ્લે આપ ઊંચાઈઓની ટોચે પહોંચીને પોતાના માલિક સમક્ષ હાજર થયાં અને એ ઉપસ્થિતિના સમયે બીજા મહત્ત્વના હુકમો ઉપરાંત આપને પાંચ વખતની ફરજિયાત નમાઝનો હુકમ આપવામાં આવ્યો. આના પછી આપ બૈતલમકદિસ તરફ પાછા વળ્યાં અને ત્યાંથી મસ્જિદેહરામ પરત આવ્યા. આના અનુસંધાનની અનેક રિવાયતો ઉપરથી જણાય છે કે આપને સ્વર્ગ અને નર્ક પણ દેખાડવામાં આવ્યાં. આ ઉપરાંત પ્રમાણભૂત રિવાયતો એમ પણ જણાવે છે કે બીજા

દિવસે જયારે આપે આ ઘટનાનો ઉલ્લેખ લોકોની સામે કર્યો ત્યારે મક્કાના કાફિરોએ આની ખૂબ ઠેકડી ઉડાવી અને મુસલમાનોમાંથી પણ કેટલાકના ઈમાન ડગમગી ગયાં.

હદીસની આ વધારાની વિગતો કુર્આનની વિરૂદ્ધ નથી બલકે કુર્આનના કથન ઉપર વધારો છે, અને દેખીતું છે કે વધારાને કુર્આનની વિરૂદ્ધ કહીને રદ કરી શકાય નહીં. આમ છતાં જો કોઈ માણસ આ વિગતોના કોઈ ભાગને ન માને જે હદીસમાં છે તો તેને કાફિર કહી શકાય નહીં. અલબત્ત, જે ઘટનાની સ્પષ્ટતા કુર્આન કરી રહ્યું છે તેનો ઇનકાર કુફ્રનું કારણ બનનારૂ છે.

આ પ્રવાસની કેફિયત શું હતી? આ પ્રવાસ સ્વપ્નાવસ્થામાં થયો હતો કે જાગૃત અવસ્થામાં? તથા શું નબી સ.અ.વ. સદેહે પધારી ગયા હતાં કે પછી પોતાની જગ્યાએ બેઠાં બેઠાં માત્ર રૂહાની રીતે જ આપને આ સમગ્ર દર્શન કરાવવામાં આવ્યું? આ પ્રશ્નોનો જવાબ કુર્આનેમજીદના શબ્દો પોતે આપી રહ્યાં છે سُبۡحٰنَ الَّذِىۡۤ اَسۡرٰى દ્વારા વાતની શરૂઆત કરવી પોતે જ બતાવી રહ્યું છે કે આ એક ખૂબ મોટી અસાધારણ ઘટના હતી જે અલ્લાહતઆલાની અસીમ કુદરત દ્વારા ઘટી હતી. દેખીતું છે કે સ્વપ્નમાં કોઈ માણસ દ્વારા આવી કોઈ વસ્તુઓ જોઈ લેવી અથવા દિવ્યજ્ઞાન દ્વારા જોઈ લેવું એટલું મહત્ત્વ ધરાવતું નથી કે તેના વર્ણન માટે આ પ્રસ્તાવનાની જરૂર હોય કે તમામ કમજોરીઓ અને ખામીઓથી પર છે એ હસ્તી જેણે તેના બંદાને આ સ્વપ્ન દેખાડયું અથવા દિવ્યજ્ઞાન દ્વારા આ બધું દેખાડયું. આ ઉપરાંત આ શબ્દો પણ કે "એક રાત્રે પોતાના બંદાને લઈ ગયો". શારીરિક પ્રવાસ માટે સ્પષ્ટ દલીલ કરે છે. સ્વપ્નના પ્રવાસ અથવા દિવ્યજ્ઞાન મારફતના પ્રવાસ માટે આ શબ્દો કોઈ રીતે યોગ્ય હોઈ શકે નહીં. એટલા માટે આપણા માટે એ માન્યા વિના છૂટકો નથી કે આ માત્ર એક રૂહાની અનુભવ ન હતો બલકે એક શારીરિક પ્રવાસ અને સગી આંખે કરેલું દર્શન હતું જે અલ્લાહતઆલાએ નબી સ.અ.વ.ને કરાવ્યું.

હવે જો એક રાતમાં વિમાન વિના મક્કાથી બૈતલમકદિસ જવું અને આવવું અલ્લાહની કુદરતથી શક્ય હતું, ત્યારે શા માટે એ બીજી વિગતોને જ અશક્ય કહીને રદ કરી દેવામાં આવે જે હદીસમાં વર્ણવવામાં આવી છે? શક્ય અને અશક્યની ચર્ચા તો માત્ર ત્યારે જ ઊભી થાય છે જયારે કોઈ મખ્લૂક દ્વારા પોતાના અખત્યારથી કોઈ કામ કરવાનો મામલો ચર્ચા હેઠળ હોય. પરંતુ જયારે ખુદાએ અમુક કામ કર્યાની વાત હોય ત્યારે શક્યતાનો સવાલ એ જ માણસ ઊઠાવી શકે જેને ખુદાના સર્વશક્તિશાળી હોવામાં વિશ્વાસ ન હોય. આ ઉપરાંત જે બીજી વિગતો હદીસમાં જણાવવામાં આવી છે તેની સામે હદીસનો ઇનકાર કરનારા લોકો તરફથી અનેક વાંધા ઊભા કરવામાં આવે છે, પરંતુ આમાંથી માત્ર બે જ વાંધા એવાં છે જે કંઈક વજન ધરાવે છે.

એક આ કે આનાથી અલ્લાહ કોઈ એક જગ્યાએ સ્થિત છે તેમ સાબિત થાય છે, આમ ન હોત તો તેની સમક્ષ બંદાની હાજરી માટે શું જરૂર હતી કે તેને પ્રવાસ કરાવીને એક ખાસ મુકામ સુધી લઈ જવામાં આવત?

બીજું આ કે નબી સ.અ.વ.ને નર્ક અને સ્વર્ગના દર્શન તથા અમુક લોકો સજા ભોગવી રહ્યાં છે તેનું દર્શન કેવી રીતે કરાવી દેવામાં આવ્યું જ્યારે હજુ બંદાઓના મુકદમાઓનો ફેંસલો જ થયો નથી? આ કેવું કે બદલા અને સજાનો ફેંસલો તો થવાનો છે કયામત પછી અને અમુક લોકોને સજા આપી દેવામાં આવી અત્યારથી ?

પરંતુ હકીકતમાં આ બન્ને વાંધા પણ સમજશક્તિના અભાવનું પરિણામ છે. પહેલો વાંધો એટલા માટે ખોટો છે કે સર્જનહાર પોતે પોતાની રીતે તો નિઃશંકપણે બંધનમુક્ત હોવાની શાન ધરાવે છે પરંતુ મખ્લૂકની સાથે મામલો કરવામાં તે પોતાની કોઈ કમજોરીના કારણે નહીં પરંતુ મખ્લૂકની નબળાઈઓના કારણે સીમિત માધ્યમો

هُوَ السَّمِيْعُ الْبَصِيْرُ ① وَاٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ وَجَعَلْنٰهُ هُدًى لِّبَنِيْٓ اِسْرَآءِيْلَ اَلَّا تَتَّخِذُوْا مِنْ دُوْنِيْ وَكِيْلًا ②

**બધું જ સાંભળનાર અને જોનાર.**

**અમે આની પહેલાં મૂસાને ગ્રંથ આપ્યો હતો અને તેને બનીઈસ્રાઈલ માટે માર્ગદર્શનનું માધ્યમ બનાવ્યો હતો,[२] તાકીદપૂર્વક જણાવીને કે મારા સિવાય કોઈને પોતાનો વકીલ ન બનાવતા.[३]**

---

અપનાવે છે. દા.ત. જયારે તે મખ્લૂક સાથે વાત કરે છે ત્યારે વાત કરવાની એ સીમિત રીત અપનાવે છે જેને કોઈ માણસ સાંભળી અને સમજી શકે, જો કે તેની વાણી પોતે તો બંધનમુક્ત હોવાની શાન ધરાવે છે. આવી જ રીતે જયારે તે પોતાના બંદાને તેના સામ્રાજયની ભવ્ય નિશાનીઓ દેખાડવા માગે છે ત્યારે તેને લઈ જાય છે અને જયાં જે વસ્તુ દેખાડવી હોય છે એ જ જગ્યાએ દેખાડે છે, કેમ કે તે સમગ્ર સૃષ્ટિને એક જ સમયે એવી રીતે નથી જોઈ શકતો જેવી રીતે ખુદા જોઈ શકે છે. ખુદાને કોઈ વસ્તુ જોવા માટે કયાંય જવાની જરૂર નથી, પરંતુ બંદાને હોય છે. આ જ મામલો ખુદાની સમક્ષ હાજરીનો પણ છે કે ખુદા પોતે કોઈ સ્થાન ઉપર સ્થિત નથી, પરંતુ બંદો તેની મુલાકાત માટે એક જગ્યાનો મોહતાજ છે જયાં તેના માટે ખુદાની ઝલકો ને કેન્દ્રિત કરવામાં આવે. નહીં તો તેના બંધનમુક્ત હોવામાં તેની સાથે મુલાકાત મર્યાદાવાળા બંદા માટે શક્ય નથી.

હવે રહ્યો બીજો વાંધો તો તે એટલા માટે ખોટો છે કે મે'રાજના પ્રસંગે નબી સ.અ.વ.ને જે અનેક વસ્તુઓનું દર્શન કરાવવામાં આવ્યું હતું તેમાં કેટલીક હકીકતો દેખાડવામાં આવી હતી. દાખલા તરીકે એક ફિત્નો ઊભો કરતી વાત માટે આ ઉપમા કે એક સાંકડી તિરાડમાંથી એક જાડો બળદ નીકળ્યો અને પછી તેમાં પાછો ન જઈ શક્યો. અથવા વ્યભિચારીઓ માટે આ ઉપમા કે તેમની પાસે તાજું સ્વચ્છ માંસ હાજર છે પરંતુ તે એને છોડીને સડેલું માંસ ખાઈ રહ્યાં છે. આવી જ રીતે દુષ્કર્મોની જે સજાઓ આપને દેખાડવામાં આવી તે પણ ઉપમા રૂપમાં આખિરતની દુનિયાની સજાઓનું પેશગી દર્શન હતું.

અસલ વાત જે મે'રાજના વિષે સમજી લેવી જોઈએ તે આ છે કે નબીઓ અ.સ.માંથી દરેકને અલ્લાહતઆલાએ તેમના હોદ્દાને અનુરૂપ આકાશો અને ધરતીના સામ્રાજયનું દર્શન કરાવ્યું છે અને ભૌતિક પડદાઓ હટાવીને સગી આંખો વડે એ હકીકતો દેખાડી છે જેની ઉપર ઈમાનબિલગૈબનો સંદેશ આપવા માટે તેમને નીમવામાં આવ્યા હતાં જેથી તેમનું સ્થાન એક ફિલસૂફના સ્થાનથી બિલકુલ અલગ થઈ જાય. ફિલસૂફ જે કંઈ કહે છે તે અનુમાન અને કલ્પનાના આધારે કહે છે, તે પોતે જો અંગત હેસિયતથી વાકેફ હોય તો કયારેય તેના કોઈ અભિપ્રાય સચ્ચાઈ માટે ગવાહી આપશે નહીં પરંતુ નબીઓ જે કંઈ કહે છે તે પ્રત્યક્ષ જ્ઞાન અને દર્શનના આધારે કહે છે, અને તેઓ લોકોની સામે આ ગવાહી આપી શકે છે કે અમે આ વાતોને જાણીએ છીએ અને આ અમારી નજરે જોયેલી સચ્ચાઈઓ છે.

(૨) મે'રાજનો ઉલ્લેખ માત્ર આ જ વાક્યમાં કરીને અચાનક બનીઈસ્રાઈલનો આ જ ઉલ્લેખ શરૂ કરી દેવામાં આવ્યો છે તે ઉપલક દષ્ટિએ જોતાં માણસને થોડુંક અસંગત જેવું લાગે છે. પરંતુ સૂરઃના હેતુને જો સારી

ذُرِّيَّةَ مَنْ حَمَلْنَا مَعَ نُوحٍ ۚ إِنَّهُ كَانَ عَبْدًا شَكُورًا ﴿٣﴾
وَقَضَيْنَا إِلَىٰ بَنِي إِسْرَائِيلَ فِي الْكِتَابِ لَتُفْسِدُنَّ فِي الْأَرْضِ
مَرَّتَيْنِ وَلَتَعْلُنَّ عُلُوًّا كَبِيرًا ﴿٤﴾ فَإِذَا جَاءَ وَعْدُ أُولَاهُمَا

**તમે એ લોકોની સંતાન છો જેમને અમે નૂહની સાથે હોડીમાં સવાર કર્યા હતાં,[૪] અને નૂહ એક આભારી બંદો હતો. પછી અમે અમારા ગ્રંથમાં[૫] બનીઈસ્રાઈલને આ વાત માટે પણ ચેતવી દીધા હતાં કે તમે ધરતી ઉપર બે વખત મોટાં બગાડ પેદા કરશો અને ભારે અવજ્ઞા દાખવશો.[૬] છેવટે જ્યારે તેમાંથી પ્રથમ અવજ્ઞાનો પ્રસંગ સામે આવ્યો, ત્યારે**

રીતે સમજી લેવામાં આવે તો તેનો સંબંધ સ્પષ્ટપણે સમજાઈ જાય છે. સૂરઃનો અસલ હેતુ મક્કાના કાફિરોને ચેતવવાનો છે. આરંભમાં મે'રાજનો ઉલ્લેખ માત્ર એ હેતુથી કરવામાં આવ્યો છે કે શ્રોતાઓને ચેતવી દેવામાં આવે કે આ વાતો તમારી સાથે એ માણસ કરી રહ્યો છે જે હજુ હમણાં જ અલ્લાહતઆલાની ભવ્ય નિશાનીઓ જોઈને આવી રહ્યો છે. હવે બનીઈસ્રાઈલના ઇતિહાસમાંથી પદાર્થપાઠ આપવામાં આવે છે કે અલ્લાહ તરફથી ગ્રંથ મેળવનારા લોકો જ્યારે અલ્લાહની સામે માથું ઊંચકે છે ત્યારે જોઈ લો કે પછી તેમને કેવી પીડાકારી સજા આપવામાં આવે છે.

(૩) વકીલ, એટલે કે ભરોસા અને વિશ્વાસનો આધાર, જેની ઉપર ભરોસો કરવામાં આવે, પોતાના મામલાઓ જેને સોંપી દેવામાં આવે, જેની તરફ માર્ગદર્શન અને મદદ માટે જવામાં આવે.

(૪) એટલે કે નૂહ અ.સ. અને તેમના સાથીઓની સંતાન હોવાની હેસિયતથી તમને આ જ શોભે છે કે તમે માત્ર એક અલ્લાહને જ તમારો વકીલ બનાવો કારણ કે જેની તમે સંતાન છો તેઓ અલ્લાહને જ વકીલ બનાવવાના કારણે મહાપ્રલયની તબાહીમાંથી બચ્યા હતાં.

(૫) ગ્રંથનો અર્થ અહીં તૌરાત નથી બલકે આકાશી પુસ્તકોનો સંગ્રહ છે જેના માટે કુર્આનની પરિભાષામાં ''અલકિતાબ'' શબ્દનો અનેક સ્થળે ઉપયોગ કરવામાં આવ્યો છે.

(૬) બાઈબલના પવિત્ર પુસ્તકોના સંગ્રહમાં આ ચેતવણીઓ જુદી જુદી જગ્યાએ જોવા મળે છે. પ્રથમ બગાડ અને તેના દુષ્પરિણામો માટે બનીઈસ્રાઈલને ઝબૂર, યર્મિયા, હઝકિયેલમાં ચેતવવામાં આવ્યાં છે અને બીજો બગાડ તથા તેની કડક સજાની આગાહી મસીહ અ.સ.એ કરી છે જે માથ્થી અને લૂક ઇંજીલો- બાઈબલોમાં જોવા મળે છે. નીચે અમે આ પુસ્તકોના સંબંધિત ફકરા નોંધીએ છીએ કે જેથી કુર્આનના આ વર્ણનનું પૂરૂં સમર્થન થઈ જાય.

પહેલા બગાડ માટે પહેલવહેલી ચેતવણી હઝરત દાઊદ અ.સ.એ આપી હતી જેના શબ્દો ઝબૂરમાં આ પ્રમાણે છેઃ

> ''તેમણે એ કોમોનો નાશ ન કર્યો જેમ કે માલિકે તેમને હુકમ આપ્યો હતો બલકે એ કોમોની સાથે ભળી ગયાં અને તેમના જેવાં કામો શીખી ગયાં અને તેમની મૂર્તિઓની પૂજા

કરવા લાગ્યાં જે તેમના માટે ફંદો બની ગઈ. બલકે તેમણે તેમની દીકરીઓને શેતાનો માટે બલિ ચઢાવી અને નિર્દોષોનું, એટલે કે તેમના પુત્રો અને પુત્રીઓનું લોહી વહેવડાવ્યું...... એટલા માટે માલિકનો કોપ તેના લોકો ઉપર તૂટી પડ્યો અને તેને તેના વારસાથી નફરત થઈ ગઈ અને તેણે તેમને કોમોના કબજા હેઠળ કરી દીધાં અને તેમની સાથે દુશ્મનાવટ રાખનારા લોકો તેમનાં શાસક બની ગયાં''. (ઝબૂર, પ્રકરણ ૧૦૬, આયત ૩૪ થી ૪૧)

આ ફકરામાં પછીથી ઘટનારી ઘટનાઓનું ભૂતકાળના રૂપમાં વર્ણન કરવામાં આવ્યું છે, જાણે કે તે ઘટનાઓ બની ગયેલી હોય. આકાશી ગ્રંથોની આ ખાસ વર્ણનશૈલી છે.

પછી જયારે આ મોટો બગાડ ફાટી નીકળ્યા ત્યારે તેના પરિણામે થનારા વિનાશની આગાહી હઝરત યશામા નબી પોતાના પુસ્તકમાં આ પ્રમાણે કરે છેઃ

''અફસોસ, ગુનેગાર જૂથ ! દુરાચારથી લદાયેલી કોમ, દુષ્ચરિત્ર લોકોના વંશજ, કપટી સંતાન, જેમણે માલિકને છોડી દીધો, ઈસ્રાઈલની પવિત્રતાને તુચ્છ માની અને માર્ગભ્રષ્ટ તથા ફરેલાં બની ગયાં. તમે શા માટે વધારે વિદ્રોહ કરીને હજુ માર ખાશો?'' (પ્રકરણ ૧, આયત ૪,૫)

''વફાદાર વસ્તી કેવી દુરાચારી થઈ ગઈ ! તે તો ન્યાય માટે નિમાયેલી હતી અને સચ્ચાઈ તેમાં વસવાટ કરતી હતી, પરંતુ હવે ખૂની લોકો રહે છે........ તારા આગેવાનો હત્યારાઓ અને ચોરોના સાથીદાર છે. આમાંથી દરેક લાંચિયો અને ઈનામનો લાલચી છે. તેઓ અનાથો સાથે ન્યાય નથી કરતાં અને વિધવાઓની ફરિયાદ તેમના સુધી પહોંચતી નથી એટલા માટે તમામ લશ્કરોનો માલિક ઈસ્રાઈલનો સત્તાધારી આમ કહે છે કે અફસોસ, હું જરૂર મારા વિરોધીઓથી છુટકારો મેળવીશ અને મારા દુશ્મનોથી બદલો લઈશ.'' (પ્રકરણ ૧, આયત ૨૧ થી ૨૪)

''એ પૂર્વના લોકોના રીતરિવાજોથી ભરેલાં છે અને ફિલિસ્તીનના લોકોની જેમ શુકન લે છે અને પારકા લોકોની ઔલાદની સાથે કોલકરાર કરે છે..... અને તેમની ભૂમિ મૂર્તિઓથી પણ ભરેલી છે. તેઓ એમના જ હાથોની બનાવટ, એટલે કે પોતાનાં જ આંગળાંની કારીગરીને સિજદો કરે છે.'' (પ્રકરણ ૨, આયત ૬ થી ૮)

''અને માલિક કહે છે, કેમ કે સિયોનની દીકરીઓ (એટલે કે જેરુસલેમની રહેવાસી) ઘમંડી છે અને માથું ઊંચું રાખીને તથા નિર્લજ્જતાપૂર્વક લટકમટક ચાલે છે અને તેમના પગ વડે મગરૂરી થી ચાલે છે અને ઝાંઝર ઝમકારે છે. એટલા માટે માલિક સિયોનની દીકરીઓના માથાં મૂંડાં અને તેમના શરીર નિર્વસ્ત્ર કરી દેશે........ તારા શૂરવીરો તલવાર નીચે દેવાશે અને તારા પહેલવાનો યુદ્ધમાં માર્યા જશે. તેના દરવાજા માતમ અને શોક કરશે અને તે બરબાદ થઈને ધૂળમાં બેસશે.'' (પ્રકરણ ૩, આયત ૧૬ થી ૨૬)

''હવે જો, યુફ્રેટસ નદીનો માલિક ભારે પૂર, એટલે કે આશ્શૂર (અસીરિયા)ના રાજા અને તેની તમામ ભવ્યતાને તેમની ઉપર ચઢાઈ કરાવશે અને તે તેના તમામ નદીનાળાં તથા તમામ કિનારાઓ ઉપર ફરી વળશે.'' (પ્રકરણ ૮, આયત ૭)

''આ વિદ્રોહી લોકો અને જુઠ્ઠી સંતાન છે જે ખુદાઈ કાનૂનને સાંભળવાનો ઈનકાર કરે

છે, જે ભૂવાઓને કહે છે કે ભૂવાગીરી ન કરો અને નબીઓને કહે છે કે અમારી સામે સાચી નબૂવ્વત જાહેર ન કરો. અમને મનગમતી વાતો સંભળાવો અને અમારી સાથે જૂઠી પયગમ્બરી કરો...... પછી ઈસ્રાઈલનો પાક ખુદા કહે છે કે કેમ કે તમે આ વાણીને તુચ્છ માનો છો તથા જુલમ અને ઊંધા રસ્તા ઉપર ભરોસો કરો છો તથા તેની ઉપર જ કાયમ છો એટલા માટે આ દુરાચાર તમારા માટે એવું હશે જાણે તિરાડ પડેલી દીવાલ પડું પડું છે...... તે તેને કુંભારના હાંડલાંની જેમ તોડી નાખશે, તેને ખચકાટ વિના ચૂરેચૂરાં કરી નાખશે, તેના ટૂકડાંમાં એક ઠીકરું એવું નહીં મળે જેમાં ચૂલા પરથી આગ કે હોજમાંથી પાણી લઈ શકાય''. (પ્રકરણ ૩૦, આયત ૯ થી ૧૪)

પછી જયારે પૂરના બંધન તૂટવાની અણી ઉપર હતાં ત્યારે યર્મિયા નબીનો અવાજ બુલંદ થયો અને તેમણે કહ્યુંઃ-

''માલિક આમ કહે છે કે તમારા બાપદાદાએ મારી અંદર કયું અન્યાયીપણું જોયું જેના કારણે તેઓ મારાથી દૂર થઈ ગયાં અને ખોટા લોકોનું અનુસરણ કરીને ખોટા થઈ ગયાં?........ હું તમને બાગ-બગીચાવાળી ભૂમિમાં લાવ્યો કે જેથી તમે તેના ફળો અને સારા ફળ ખાઓ, પરંતુ જયારે તમે દાખલ થયાં ત્યારે તમે મારી ભૂમિને અપવિત્ર કરી દીધી, અને મારા વારસાને ઘૃણાસ્પદ બનાવી દીધો........ ઘણો સમય થઈ ગયો કે તેં તારી ધૂંસરીને તોડી નાખી અને તારા બંધનોના ટૂકડા કરી નાખ્યાં અને કહ્યું કે હું તાબે થઈને રહીશ નહીં. હા, દરેક ઊંચા પર્વત ઉપર અને દરેક લીલા ઝાડ નીચે તું વ્યભિચાર માટે સૂઈ ગઈ (એટલે કે દરેક શક્તિની સામે ઝૂકી તથા દરેક મૂર્તિને સિજદો કર્યો)........ જેવી રીતે ચોર પકડાઈ ગયા પછી બદનામ થાય છે એવી જ રીતે ઈસ્રાઈલનો કબીલો બદનામ થયો, તે અને તેના રાજા અને ઉમરાવો અને પાદરીઓ અને (જુઠ્ઠાં) નબી, જે લાકડાને કહે છે કે તું મારો બાપ છે અને પથ્થરને કે તેં મને જન્મ આપ્યો, તેમણે મારી તરફ મુખ કર્યું નહીં બલકે પીઠ કરી, પરંતુ તેમની મુસીબત વખતે તેઓ કહેશે કે ઊઠીને અમને બચાવી લે. પરંતુ તારી એ મૂર્તિઓ કયાં છે જેમને તેં તારા માટે બનાવી ? જો તેઓ તારી મુસીબતના વખતે તને બચાવી શકતી હોય તો ઊભી થાય, કેમ કે હે યહૂદિયા ! જેટલાં તારા શહેર છે એટલાં જ તારા ખુદા છે.'' (પ્રકરણ ૨, આયત ૫ થી ૨૮)

''માલિકે મને કહ્યું, શું તેં જોયું કે બાગી ઇસ્રાઈલે (એટલે કે સામરિયાના ઈસ્રાઈલી રાજયે) શું કર્યું? તે દરેક ઊંચા પર્વત ઉપર અને દરેક લીલા ઝાડ નીચે ગયું અને ત્યાં વ્યભિચાર (એટલે કે મૂર્તિપૂજા) કર્યો..... અને તેની બેવફા બહેન યહૂદિયાએ (એટલે કે જેરુસલેમના યહૂદી રાજયે) આ હાલત જોઈ. પછી મેં જોયું કે જ્યારે બાગી ઈસ્રાઈલના વ્યભિચાર (એટલે કે શિર્ક) ના કારણે મેં તેને તલાક આપી દીધી અને તેને તલાકનામું લખી દીધું (એટલે કે મારી કૃપાથી વંચિત કરી દીધું) તો પણ તેની બેવફા બહેન યહૂદિયા ડરી નહીં બલકે તેણે પણ જઈને વ્યભિચાર કર્યો અને પોતાના વ્યભિચારની બુરાઈ વડે ધરતીને અપવિત્ર કરી તથા પથ્થર અને લાકડા સાથે વ્યભિચાર (એટલે કે મૂર્તિપૂજા) કર્યો.'' (પ્રકરણ ૩, આયત ૬ થી ૯)

''જેરુસલેમની ગલીઓમાં ફરો અને જુઓ અને પૂછો અને તેમના ચોકોમાં શોધો, જો કોઈ માણસ ત્યાં મળે જે ન્યાય કરનાર હોય અને સત્ય ઇચ્છતો હોય તો હું તેને ક્ષમા આપી

દઈશ..... હું તને કેવી રીતે માફ કરું, તારી સંતાને મને છોડયો અને તેમના સોગંદ ખાધાં જે ખુદા નથી. જયારે મેં તેમને તૃપ્ત કર્યાં ત્યારે તેમણે વ્યભિચાર કર્યો અને ટોળાં બનીને વેશ્યાગૃહોમાં ભેગા થયાં. તેઓ પેટ ભરેલા ઘોડાં જેવાં થયાં, દરેક સવારના સમયે તેના પાડોશીની પત્ની સમક્ષ હણહણવા લાગ્યાં. ખુદા કહે છે કે શું હું આ વાતો માટે સજા આપીશ નહીં અને શું મારો આત્મા આવી કોમ સામે બદલો નહીં લે?'' (પ્રકરણ ૫, આયત ૧ થી ૯)

''હે ઇસ્રાઈલનો કબીલો, જો, હું એક કોમને દૂરથી તારી ઉપર ચઢાઈ કરાવીશ. માલિક કહે છે તે ભારે જોરાવર કોમ છે, તે પ્રાચીન કોમ છે, તે એવી કોમ છે જેની ભાષા તું જાણતો નથી અને તેમની વાતને તું સમજતો નથી. તેમના તીરના ભાથાં ખુલ્લી કબરો છે. તે તમામ વીર પુરુષો છે. તેઓ તારા અનાજનો પાક અને તારી રોટલી જે તારા દીકરા-દીકરીઓના ખાવા માટે હતી, ખાઈ જશે. તારી ગાયો અને બળદ તેમજ તારા બકરાંને ખાઈ જશે. તારા દ્રાક્ષ અને અંજીર ગળી જશે. તારા મજબૂત શહેરોને જેની ઉપર તને ભરોસો છે તલવાર વડે વેરાન કરી દેશે.'' (પ્રકરણ ૫, આયત ૧૫ થી ૧૭)

''આ કોમની લાશો હવાઈ પક્ષીઓ અને ધરતીના જંગલી જનાવરોનો ખોરાક બનશે અને તેમને કોઈ હાંકશે નહીં. હું યહૂદિયાના શહેરોમાં તથા જેરુસલેમના બજારોમાં આનંદ અને ઉત્સવનો અવાજ, તથા નવવધૂ અને વરરાજાના અવાજને બંધ કરીશ કેમ કે આ દેશ વેરાન બની જશે.'' (પ્રકરણ ૭, આયત ૩૩,૩૪)

''તેમને મારી સામેથી કાઢી મૂક કે જતાં રહે. અને જયારે તેઓ પૂછે કે અમે કયાં જઈએ, તો તેમને કહે કે માલિક આમ કહે છે કે જે લોકો મોત માટે છે તેઓ મોત તરફ, અને જે તલવાર માટે છે તેઓ તલવાર તરફ, અને જે કાળ માટે છે તેઓ કાળ તરફ, અને જે કેદ માટે છે તે કેદમાં.'' (પ્રકરણ ૧૫, આયત ૨,૩)

પછી અણીના સમયે હઝકિયેલ નબી ઊઠ્યાં અને તેમણે જેરુસલેમને સંબોધીને કહ્યુંઃ

''હે શહેર, તું તારી અંદર રક્તપાત કરે છે કે જેથી તારો સમય આવી લાગે અને તું તારા માટે મૂર્તિ બનાવે છે કે જેથી તને અપવિત્ર કરે........ જો, ઇસ્રાઈલના ઉમરાવો બધાં જ તારી અંદર છે. શક્તિ મુજબ રક્તપાત કરવા માટે તૈયાર હતાં. તારી અંદર તેમણે માતાપિતાને તુચ્છ માન્યાં. તારી અંદર તેમણે પરદેશી લોકો ઉપર જુલમ કર્યો. તારી અંદર તેમણે અનાથો અને વિધવાઓ ઉપર જુલમ ગુજાર્યાં. તેં મારી પાક વસ્તુઓને નાપાક માની અને મારા સાબ્બાથોને નાપાક કર્યાં. તારી અંદર એ લોકો છે જે ચાડી ચુગલી કરીને ખૂન કરાવડાવે છે. તારી અંદર એ લોકો છે જે મૂર્તિઓ સામે ચઢાવેલી બલિઓમાંથી ખાય છે. તારી અંદર એ લોકો છે જે ગુનાખોરી કરે છે. તારી અંદર એ લોકો પણ છે જેમણે તેમના બાપના શયનખંડનો ભંગ કર્યો. તારી અંદર તેમણે એ સ્ત્રી સાથે જે નાપાકીની હાલતમાં હતી સંભોગ કર્યો. કોઈએ બીજાની પત્ની સાથે વ્યભિચાર કર્યો, કોઈએ પોતાની વહુ સાથે નીચકર્મ કર્યું, અને કોઈએ પોતાની બહેન પોતાના પિતાની દીકરીને તારી અંદર બદનામ કરી. તારી અંદર તેમણે રક્તપાત માટે લાંચ ખાધી. તેં વ્યાજ લીધું અને જુલમ કરીને તારા પાડોશીને લૂંટ્યો અને મને ભૂલી ગયો........ શું તારા હાથોમાં જોર હશે જયારે હું તારા મામલાનો ફેંસલો કરીશ?........ હા, હું તને કોમોમાં વેરવિખેર કરી દઈશ અને તારી

بَعَثْنَا عَلَيْكُمْ عِبَادًا لَّنَآ أُولِى بَأْسٍ شَدِيدٍ فَجَاسُوا خِلَٰلَ
الدِّيَارِ وَ كَانَ وَعْدًا مَّفْعُولًا ۝٥ ثُمَّ رَدَدْنَا لَكُمُ

**હે બનીઇસ્રાઈલ, અમે તમારી સામે અમારા એવા બંદા ઊઠાવ્યાં જે ભારે જોરાવર હતાં અને તેઓ તમારા દેશમાં ઘૂસીને ચારેબાજુ ફેલાઈ ગયાં. આ એક વાયદો હતો જે પૂરો થઈને જ રહેવાનો હતો.[૭] આના પછી અમે તમને**

ગંદકી તારી અંદરથી નાબૂદ કરી દઈશ અને તું કોમોની સામે પોતે જ અપવિત્ર ઠરશે અને જાણી લેશે કે હું માલિક છું.'' (પ્રકરણ ૨૨, આયત ૩ થી ૧૬)

આ હતી એ ચેતવણીઓ જે બનીઇસ્રાઈલને પહેલા મોટા બગાડ વખતે આપવામાં આવી. પછી બીજા મોટા બગાડ તથા તેના ભયાનક પરિણામો માટે હઝરત મસીહ અ.સ.એ તેમને ચેતવ્યાં. માથ્થીના પ્રકરણ ૨૩ માં મસીહ અ.સ.નું એક વિગતવાર પ્રવચન નોંધાયેલું છે જેમાં તેઓ તેમની કોમના ભારે નૈતિક પતન માટે આલોચના કર્યા પછી કહે છે :

''હે જેરુસલેમ, હે જેરુસલેમ! તું જે નબીઓની હત્યા કરતો અને જે તારી પાસે મોકલવામાં આવ્યાં તેમને પથ્થર મારીને મારી નાખતો રહ્યો છે કેટલીય વખત મેં ઇચ્છયું કે જેવી રીતે મરઘી પોતાના બચ્ચાંને પાંખ નીચે ભેગાં કરી લે છે એવી જ રીતે હું પણ તારા પુત્રોને ભેગાં કરી લઊં, પરંતુ તેં ઇચ્છયું નહીં. જુઓ તમારું ઘર તમારા માટે વેરાન છોડી દેવામાં આવે છે.'' (આયત ૩૭, ૩૮)

''હું તમને સાચું કહું છું કે અહીં કોઈ પથ્થર ઉપર પથ્થર રહેવા પામશે નહીં જે પાડી દેવામાં ન આવે''. (પ્રકરણ ૨૪, આયત ૨)

પછી જયારે રોમન રાજયના નોકરો હઝરત મસીહ અ.સ.ને શૂળીએ ચઢાવવા માટે લઈને જઈ રહ્યા હતાં અને લોકોનું એક મોટું ટોળું, જેમાં મહિલાઓ પણ હતી, રડારોળ કરતું તેમની પાછળ જઈ રહ્યું હતું, ત્યારે તેમણે અંતિમ સંબોધન કરતાં જનસમૂહને કહ્યુંઃ

''હે જેરુસલેમની દીકરીઓ! મારા માટે રડો નહીં, બલકે તમારા માટે અને તમારા બાળકો માટે રડો. કારણ કે જુઓ, એ દિવસો આવે છે જયારે કહેશે કે અભિનંદનને પાત્ર છે એ વાંઝણી સ્ત્રીઓ અને એ પેટ જે જણે નહીં અને એ છાતીઓ જેમણે દૂધ ન પીવડાવ્યું. એ વખતે તેઓ પર્વતોને કહેવા માંડશે કે અમારી ઉપર તૂટી પડો અને ડુંગરાંને કે અમને છૂપાવી લો.'' (લૂક, પ્રકરણ ૨૩, આયત ૨૮ થી ૩૦)

(૭) આનો અર્થ એ ભયાનક વિનાશ છે જે આશૂરી લોકો અને બેબિલોનના લોકોના હાથે બનીઇસ્રાઈલ ઉપર ઊતર્યો. આની ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિ સમજવા માટે ફકત એ ઉતારાઓ પૂરતાં નથી જે ઉપર અમે નબીઓના પુસ્તકોમાંથી નોંધી ગયા છે, બલકે એક સંક્ષિપ્ત ઐતિહાસિક નિવેદન પણ જરૂરી છે કે જેથી એક અભ્યાસુની સામે એ તમામ કારણો આવી જાય જેના લીધે અલ્લાહતઆલાએ એક ગ્રંથ ધરાવતી કોમને કોમોની સરદારીના પદ ઉપરથી પાડીને એક પરાજિત, ગુલામ અને અતિ પછાત કોમ બનાવી દીધી.

હઝરત મૂસા અ.સ.ના અવસાન પછી જયારે બનીઈસ્રાઈલ ફિલિસ્તીનમાં પ્રવેશ્યાં ત્યારે અહીં જુદી જુદી કોમો વસવાટ કરતી હતી. મિત્તી, અમ્મૂરી, કનઆની, ફિરિઝ્ઝી, હવી, યબૂસી, ફિલિસ્તી વગેરે. આ કોમોમાં હદેથી વધારે શિર્ક પ્રચલિત હતું. તેમના સૌથી મોટા દેવનું નામ ઈલ હતું જેને આ લોકો દેવોનો પિતા કહેતા હતાં અને તેને સામાન્ય રીતે બળદ સાથે સરખાવવામાં આવતો હતો. તેની પત્નીનું નામ અશીરા હતું અને તેના દ્વારા દેવો અને દેવીઓનો એક લાંબો વંશચાલ્યો હતો જેની સંખ્યા ૭૦ સુધી પહોંચતી હતી. તેની સંતાનમાં સૌથી વધારે બળવાન બઅલ હતો જેને વરસાદ અને વનસ્પતિ પેદાશનો દેવ તથા ધરતી અને આકાશનો માલિક માનવામાં આવતો હતો. ઉત્તરના પ્રદેશોમાં તેની પત્ની ઉનાસ કહેવાતી હતી અને ફિલિસ્તીનમાં ઈસ્તારાત. આ બન્ને મહિલાઓ પ્રેમ અને વંશવૃદ્ધિની દેવીઓ હતી. આ ઉપરાંત કોઈ દેવ મૃત્યુનો સ્વામી હતો, કોઈ દેવીના કબજામાં સ્વાસ્થ્ય હતું, કોઈ દેવને રોગચાળા અને દુષ્કાળ લાવવાના અધિકારો સોંપવામાં આવેલા હતાં, અને આમ તમામ ખુદાઈ અનેક દેવોમાં વહેંચાઈ ગઈ હતી. આ દેવ અને દેવીઓ સાથે એવાં એવાં નીચ કક્ષાના ગુણો અને કામો જોડવામાં આવેલા હતાં કે નૈતિક દૃષ્ટિએ અત્યંત દુષ્ચરિત્ર માણસ પણ તેમની સાથે મશહૂર થવાનું પસંદ ન કરે. હવે આ દેખીતું છે કે જે લોકો આવી નીચ હસ્તીઓને દેવ બનાવે અને તેમની પૂજા કરે તેઓ નૈતિકતાની નીચામાં નીચી ખાઈમાં પડવાથી કેવી રીતે બચી શકે. આ જ કારણ છે કે તેમના જે અહેવાલ પુરાતત્ત્વ વિભાગના ખોદકામોમાંથી શોધાયાં છે તે ઘોર નૈતિક પતનની સાક્ષી આપે છે. તેમને ત્યાં બાળકોની બલિનો આમ રિવાજ હતો. તેમને ત્યાં દેવ મંદિર વ્યભિચારના અડ્ડા બનેલાં હતાં. સ્ત્રીઓને દેવદાસીઓ બનાવીને મંદિરોમાં રાખવી અને તેમની સાથે કુકર્મો કરવાં પૂજાવિધિઓમાં સામેલ હતું અને આવી જ રીતે બીજી અનેક અનૈતિકતાઓ તેમની અંદર પ્રચલિત હતી.

તૌરાત (Torah)માં હઝરત મૂસા અ.સ. મારફતે બનીઈસ્રાઈલને જે આદેશો આપવામાં આવ્યા હતાં તેમાં સ્પષ્ટપણે કહી દેવામાં આવ્યું હતું કે તમે આ કોમોને નષ્ટ કરીને તેમના કબજામાંથી ફિલિસ્તીનની ભૂમિ છીનવી લેજો અને તેમની સાથે વસવાટ કરવાથી તથા તેમની નૈતિક અને આસ્થા લગતી ખરાબીઓમાં પડવાથી દૂર રહેજો.

પરંતુ બનીઈસ્રાઈલ જયારે ફિલિસ્તીનમાં દાખલ થયાં ત્યારે તેઓ આ આદેશને ભૂલી ગયાં. તેમણે તેમનું સંયુકત રાજય સ્થાપયું નહીં. તેઓ પોતાના કબીલાજન્ય પૂર્વગ્રહોમાં રાચતા હતાં. તેમનાં દરેક કબીલાએ એ વાતને પસંદ કરી કે જીતેલા પ્રદેશનો એક ભાગ લઈને છૂટો પડી જાય. આ વિભાજનના કારણે તેમનો કોઈ પણ કબીલો એવો બળવાન થઈ ન શક્યો કે તેના પ્રદેશને મુશ્રિકોથી પૂરી રીતે મુક્ત કરી દે. છેવટે તેમને ચલાવી લેવું પડયું કે મુશ્રિકોની સાથે વસવાટ કરે. એટલું જ નહીં બલકે તેમના જીતેલાં પ્રદેશોમાં આ મુશ્રિક કોમોના નાના નગરરાજયો પણ ચાલુ રહે જેમને બનીઈસ્રાઈલ તાબે ન કરી શકયાં. આ જ વાતની ફરિયાદ ઝબૂરના એ ફકરામાં કરવામાં આવી છે જેને અમે નોંધ ક્રમાંક ૯ ના આરંભમાં નોંધી છે.

આનું પહેલું નુકસાન તો બનીઈસ્રાઈલને આ ભોગવવું પડયું કે આ કોમો મારફતે તેમની અંદર શિર્ક પ્રવેશી ગયું અને તેની સાથે ધીમે ધીમે બીજી નૈતિક ખરાબીઓ પણ ઘૂસવા માંડી. એટલા માટે આની ફરિયાદ બાઈબલના પુસ્તક ન્યાયાધીશોમાં આ પ્રમાણે કરવામાં આવી છેઃ

> "અને બનીઈસ્રાઈલે માલિકની સમક્ષ દુરાચાર કર્યો અને બઆલીમની પૂજા કરવા લાગ્યાં. અને તેમણે માલિક તેમના બાપ-દાદાના ખુદાને કે જે તેમને મિસ્ર દેશમાંથી કાઢી લાવ્યો હતો છોડી દીધો અને બીજાં દેવો જે તેમના આસપાસની કોમોના દેવોમાંથી હતાં અનુસરણ કરવા અને સિજદા કરવા માંડયાં અને માલિકને ગુસ્સે કર્યો. તેઓ માલિક-

સૂરઃ બનીઈસ્રાઈલ રુકૂઅ ૧
પાનું ૫૯૬
તફહીમુલકુર્આન ૨

# ફિલિસ્તીન હઝરત મૂસા અ.સ. પછી

હઝરત મૂસા અ.સ. પછી બનીઈસ્રાઈલે ફિલિસ્તીનના સમગ્ર પ્રદેશને જીતી લીધો પરંતુ તેમણે એક થઈને પોતાનું એક વ્યવસ્થિત રાજ્ય સ્થાપ્યું નહીં. બલકે આ પ્રદેશને અલગ અલગ ઈસ્રાઈલી કબીલાઓએ અંદરોઅંદર વહેંચીને પોત પોતાના નાના-નાના રજવાડાં કાયમ કરી લીધાં. આ નકશામાં આ દર્શાવવામાં આવ્યું છે કે ફિલિસ્તીનનો નાનકડો પ્રદેશ કેવી રીતે બનીઈસ્રાઈલના કબીલાઓ, બનીયહૂદા, બની શમ્ઊન, બની દાન, બની બિનયમીન, બની અફરાઈમ, બની રૂબિન, બની જદ, બની મનસ્સી, બની અશ્કાર, બની ઝબૂલૂન, બની નફતાલી અને બનીઆશરમાં વહેંચાઈ ગયો હતો.

આવી રીતે દરેક કબીલાનું રજવાડું પોતપોતાની જગ્યાએ કમજોર રહ્યું અને આ લોકો તૌરાતના એ ઇરાદાને પૂરો કરી શક્યાં નહીં કે આ પ્રદેશની મુશ્રિક કોમોને નાબૂદ કરી દેવામાં આવે.

ઈસ્રાઈલી કબીલાઓના આ વિસ્તારોમાં ઠેર ઠેર કિનઆની મુશ્રિક કોમોના નગરરાજ્યો રાબેતા મુજબ કાયમ રહ્યાં. બાઈબલ ઉપરથી આપણને જણાય છે કે તાલૂતના શાસનકાળ સુધી સૈદા, સૂર, દૂર, મુજદ્દ, બૈતશાન, જઝ, જેરૂસલેમ વિગેરે શહેરો મુશ્રિકોના કબજામાં રહ્યાં અને આ શહેરોની શિર્કયુક્ત સભ્યતાની બનીઈસ્રાઈલ ઉપર ઊંડી અસર પડતી રહી.

આ ઉપરાંત ઈસ્રાઈલી કબીલાઓની સરહદો ઉપર ફિલિસ્તીનીઓ દૂમિઓ, મૂઆબીઓ અને અમૂનિઓના શક્તિશાળી રાજ્યો પણ રાબેતા મુજબ કાયમ રહ્યાં અને તેમણે પાછળથી ઉપરાછાપરી હુમલાં કરીને ઘણો વિસ્તાર પડાવી લીધો. અંતે પરિસ્થિતિ એ હદે પહોંચી ગઈ કે ફિલિસ્તીનમાંથી કાન પકડીને કાઢી મૂકવામાં આવ્યાં હોત જો અણીના સમયે અલ્લાહતઆલા તાલૂતની આગેવાની હેઠળ ઈસ્રાઈલીઓને એકત્ર ન કરી દેત.



યહોવાને છોડીને બઆલ અને આશ્તારોથની પૂજા કરવા લાગ્યાં અને માલિકનો પ્રકોપ ઈસ્રાઈલ ઉપર તૂટી પડયો.'' (પ્રકરણ ૨, આયત ૧૧ થી ૧૩)

આના પછી બીજું નુકસાન તેમને આ ભોગવવું પડયું કે જે કોમોના નગરરાજયો તેમણે છોડી દીધા હતાં તેમણે અને ફિલિસ્તી લોકોએ, જેમનો સમગ્ર વિસ્તાર જીત્યા વિનાનો રહી ગયો હતો, બનીઈસ્રાઈલની વિરૂદ્ધ એક સંયુકત મોરચો રચ્યો અને ઉપરાછાપરી હુમલાં કરીને ફિલિસ્તીનના મોટા ભાગના વિસ્તારમાંથી તેમને હાંકી કાઢયાં, એટલે સુધી કે તેમની પાસેથી માલિકના વાયદાની પેટી (તાબૂતેસકીના) સુદ્ધાં છીનવી લીધી. છેવટે બનીઈસ્રાઈલને એક શાસક હેઠળ પોતાના એક સંયુકત રાજયની સ્થાપના કરવાની જરૂરિયાત લાગી, અને તેમની વિનંતી પછી હઝરત સમૂઈલ નબીએ ઈ.પૂ.૧૦૨૦ માં તાલૂતને તેમનો રાજા બનાવ્યો. (આની વિગતો સૂરઃ બકરહના ૩૨મા રુકૂઅમાં આવી ગઈ છે).

આ સંયુક્ત રાજયના ત્રણ શાસકો થયાં. તાલૂત (ઈ.પૂ.૧૦૨૦ થી ૧૦૦૪ સુધી), હઝરત દાઊદ અ.સ.(ઈ.પૂ.૧૦૦૪ થી ૯૬૫) અને હઝરત સુલૈમાન અ.સ. (ઈ.પૂ. ૯૬૫ થી ૯૨૬). આ શાસકોએ એ કાર્યને પૂર્ણતાએ પહોંચાડયું જેને બનીઈસ્રાઈલે હઝરત મૂસા અ.સ.પછી અધૂરું છોડી દીધું હતું. માત્ર ઉત્તરના કિનારા ઉપર ફિનિશિયન લોકો તથા દક્ષિણ કિનારા ઉપર ફિલિસ્તી લોકોના રાજ્યો બાકી રહી ગયાં જેમને તાબે કરી શકાયા નહીં અને માત્ર ખંડિયા રાજ્ય બનાવવા ઉપર સંતોષ માનવામાં આવ્યો.

હઝરત સુલૈમાન અ.સ.પછી બનીઈસ્રાઈલ ઉપર ભૌતિકવાદનો ફરીથી ભારે વર્ચસ્વ છવાઈ ગયો અને તેમણે અંદરોઅંદર લડીને તેમનાં બે અલગ અલગ રાજયો સ્થાપી દીધાં. ઉત્તર ફિલિસ્તીન અને પૂર્વજોર્ડનમાં ઈસ્રાઈલનું રાજ્ય, જેનું પાટનગર અંતે સામિરીયા ઠરાવવામાં આવ્યું. અને દક્ષિણ ફિલિસ્તીન તથા અદૂમના વિસ્તારોમાં યહૂદિયા જેનું પાટનગર જેરુસલેમ રહ્યું. આ બન્ને રાજયો વચ્ચે ભારે દુશ્મનાવટ અને ઘર્ષણ પહેલા દિવસથી જ શરૂ થઈ ગયાં અને છેવટ સુધી રહ્યાં.

આમાંથી ઈસ્રાઈલી રાજયના શાસક અને નાગરિકો પાડોશી કોમોના શિર્કયુકત અકીદાઓ અને નૈતિક બગાડથી સૌથી પહેલાં તેમજ સૌથી વધુ પ્રભાવિત થયાં. અને આ હાલત તેની પરાકાષ્ટાએ પહોંચી ગઈ જયારે આ રાજયના શાસક અખીઅબે સૈદાની મુશ્રિક રાજકુમારી ઈઝયિલ સાથે લગ્ન કરી લીધાં. એ વખતે રાજયની શક્તિ અને સાધનો વડે શિર્ક તથા અનૈતિકતાઓ પૂરની જેમ ઇસ્રાઈલી પ્રજામાં ફેલાવવા માંડી. હઝરત ઇલ્યાસ અ.સ. અને હઝરત અલયસઅ અ.સ.એ આ પૂરને રોકવા માટે ભારે પ્રયત્ન કર્યાં. પરંતુ આ કોમ જે પડતીની તરફ જઈ રહી હતી તેનાથી અટકી નહીં. છેવટે અલ્લાહનો પ્રકોપ અશૂરી લોકોના રૂપમાં ઇસ્રાઈલના રાજય તરફ વળ્યો અને ઈ.પૂ.૯ મી સદીથી ફિલિસ્તીન ઉપર અશૂરી વિજેતાઓના સતત હુમલા શરૂ થઈ ગયાં. આ જમાનામાં આમોસ નબી (ઈ.પૂ.૭૮૭ થી ૭૪૭) અને ત્યાર પછી હોસીઅ નબી (ઈ.પૂ. ૭૪૭ થી ૭૩૫) એ ઊઠીને ઈસ્રાઈલી લોકોને એક પછી એક ચેતવણીઓ આપી, પરંતુ જે ગફલતના નશામાં તેઓ ડૂબેલા હતાં તે ચેતવણીની કડવાશથી વધારે તીવ્ર બની ગયો. એટલે સુધી કે આમોસ નબીને ઇસ્રાઈલના રાજાએ દેશમાંથી નીકળી જવાની તથા સામરિયા રાજયની સીમાઓમાં પોતાની પયગમ્બરી બંધ કરી દેવાની નોટિસ આપી દીધી. ત્યારપછી બહુ સમય પસાર ન થયો ત્યાં ખુદાનો પ્રકોપ ઇસ્રાઈલી રાજય અને તેના નાગરિકો ઉપર તૂટી પડ્યો. ઈ.પૂ. ૭૨૧ માં અશૂરના ભારે જાલિમ રાજા સારગોને સામરિયાને જીતીને ઇસ્રાઈલી રાજયને ખતમ કરી દીધો, હજારો ઇસ્રાઈલીઓ ઉપર તલવાર ફરી વળી, ૨૭ હજારથી વધારે અગ્રગણ્ય ઇસ્રાઈલી લોકોને દેશમાંથી કાઢી મૂકીને અશૂરી રાજયના પૂર્વમાં આવેલા જિલ્લાઓમાં વેરવિખેર કરી દીધાં અને બીજા પ્રદેશોમાંથી લાવીને અન્ય કોમોને ઇસ્રાઈલના પ્રદેશમાં વસાવી દેવામાં આવી જેમની વચ્ચે રહીને વધ્યું ઘટયું ઇસ્રાઈલી તત્ત્વ પણ તેમની

الْكَرَّةَ عَلَيْهِمْ وَ اَمْدَدْنٰكُمْ بِاَمْوَالٍ وَّ بَنِيْنَ وَ جَعَلْنٰكُمْ اَكْثَرَ
نَفِيْرًا ۝٦ اِنْ اَحْسَنْتُمْ اَحْسَنْتُمْ لِاَنْفُسِكُمْ ۟ وَ اِنْ اَسَاْتُمْ

**તેમની ઉપર વર્ચસ્વની તક આપી દીધી અને તમને માલ અને સંતાન વડે મદદ આપી અને તમારી સંખ્યા અગાઉ કરતાં વધારી દીધી.[૮] જુઓ ! તમે ભલાઈ કરી તો તે તમારી જાત માટે જ ભલાઈ હતી, અને બૂરાઈ કરી તો તે તમારી પોતાની**

સભ્યતામાંથી દિવસે દિવસે વધુને વધુ અજાણ્યું થતું ગયું.

બનીઇસ્રાઈલનું બીજું રાજય જે યહૂદિયાના નામથી દક્ષિણ ફિલિસ્તીનમાં સ્થપાયું હતું તે પણ હઝરત સુલૈમાન અ.સ.પછી ઘણી ઝડપથી શિર્ક અને અનૈતિકતામાં ડૂબી ગયું. પરંતુ તેમની અકીદાની તથા નૈતિકતાની પડતી ઈસ્રાઈલી રાજયની સરખામણીમાં ધીમી હતી એટલા માટે તેમને મહેતલ પણ થોડી વધારે આપવામાં આવી. જો કે ઈસ્રાઈલી રાજયની જેમ તેની ઉપર પણ અશૂરી લોકોએ એક પછી એક સતત હુમલા કર્યા, તેના શહેરોનો નાશ કર્યો, તેના પાટનગરને ઘેરી લીધો, પરંતુ આ રાજય અશૂરી લોકોના હાથે ખતમ ન થઈ શકયું બલકે માત્ર ખંડિયું રાજય બની રહ્યું. પછી જયારે હઝરત યશાયા અને હઝરત યર્મિયા સતત પ્રયાસો છતાં યહૂદિયાના લોકો મૂર્તિપૂજા અને અનૈતિકતા કરતા અટકયાં નહીં ત્યારે ઈ.પૂ. ૫૯૮ માં બેબિલોનના રાજા બખ્તનસ્રએ જેરુસલેમ સહિત સમગ્ર યહૂદિયા રાજયને તાબે કરી લીધો અને યહૂદિયાનો રાજા તેની પાસે કેદી બનીને રહ્યો. યહૂદીઓના દુષ્કર્મોનો સિલસિલો અહીં પણ સમાપ્ત ન થયો અને હઝરત યર્મિયાના સમજાવવા છતાં તેઓ તેમનાં કર્મો સુધારવાને બદલે બેબિલોનની વિરૂદ્ધ વિદ્રોહ કરીને તેમનું ભાગ્ય પલટવાનો પ્રયત્ન કરવા લાગ્યાં. છેવટે ઈ.પૂ.૫૮૭ માં બખ્તનસ્રે એક ભારે હુમલો કરીને યહૂદિયાના તમામ નાનામોટા નગરોનો નાશ કરી દીધો. જેરુસલેમ તથા હૈકલ સુલૈમાનીને તેણે એવી રીતે ધ્વસ્ત કરી દીધાં કે તેની એક દીવાલ પણ તેની જગ્યાએ બાકી બચી નહીં, યહૂદીઓની મોટી સંખ્યાને તેમના પ્રદેશમાંથી હાંકી કાઢીને વિવિધ દેશોમાં વેરવિખેર કરી દીધાં અને જે યહૂદીઓ તેમના વિસ્તારમાં રહી ગયાં તેઓ પણ પાડોશી કોમોના હાથે બહુ જ ખરાબ રીતે અપમાનિત અને બરબાદ થઈને રહ્યાં.

આ હતો એ પહેલો બગાડ જેની સામે બનીઇસ્રાઈલને ચેતવવામાં આવ્યા હતાં, અને આ હતી એ પહેલી સજા જે તેમને તેના બદલામાં આપવામાં આવી.

(૮) આ ઈશારો એ મહેતલ તરફ છે જે યહૂદીઓ (એટલે કે યહુદિયાહવાસીઓ)ને બેબિલોનના કારાવાસમાંથી મુક્તિ પછી આપવામાં આવી. જયાં સુધી સામિરીયા અને ઈસ્રાઈલના લોકોને લાગે વળગે છે તેઓ તો નૈતિક અને અકીદાની પડતીની ખાઈમાં પડી ગયા પછી ફરીથી ઊભા ન થયાં પરંતુ યહૂદિયાના નાગરિકોમાં બાકી બચેલો એક વર્ગ એવો હયાત હતો જે ભલાઈ ઉપર કાયમ અને ભલાઈની તરફ બોલાવનાર હતો. તેણે એ લોકોમાં પણ સુધારણાની કામગીરી ચાલુ રાખી જે યહૂદિયામાં બાકી રહી ગયેલા હતાં, અને એ લોકોને પણ તોબા કરવાની અને પાછા વળવાની પ્રેરણા આપી જે બેબિલોન અને બીજા પ્રદેશોમાંથી દેશનિકાલ કરી દેવામાં આવ્યા હતાં. છેવટે ખુદાઈ કૃપા તેમની મદદે આવી. બેબિલોનના રાજયનું પતન થયું. ઈ.પૂ. ૫૩૯માં ઈરાનના વિજેતા સાયરસે (ખૂરસ અથવા ખુસરવ) બેબિલોન જીતી લીધું અને તેના બીજા જ વર્ષે તેણે આદેશ જારી કરી દીધો કે બનીઇસ્રાઈલને તેમના વતન પાછા જવાની તથા ત્યાં ફરીથી વસવાની જાહેર

સૂરઃ બનીઈસ્રાઈલ રુકૂઅ ૧ તફહીમુલકુર્આન ૨

પા. ૫૯૮

ઈ. પૂ. ૧૦૦૦ થી ૯૩૦

# હઝરત દાઊદ અ.સ. અને સુલેમાન અ.સ.નું રાજ્ય



સૂરઃ બનીઈસ્રાઈલ રુકૂઅ ૧ તફહીમુલકુર્આન ૨

પા. ૫૯૯

ઈ. પૂ. ૮૬૦

# બનીઇસ્રાઈલના બે રાજ્યો યહૂદિયા અને ઇસ્રાઈલ



પરવાનગી છે. આમ, આના પછી યહૂદીઓના કાફલા એક પછી એક યહૂદિયા તરફ જવા માંડયાં જેનો સિલસિલો ઘણાં લાંબા સમય સુધી ચાલુ રહ્યો. સાયરસે યહૂદીઓને હૈકલ સુલૈમાનીનું પુનઃનિર્માણ કરવાની પરવાનગી પણ આપી પરંતુ ઘણાં સમયથી પાડોશી કોમો જે આ વિસ્તારમાં વસવાટ કરતી થઈ ગઈ હતી તે વિરોધ કરતી રહી. છેવટે દારયૂસ (દારા) પ્રથમે ઈ.પૂ. ૫૨૨ માં યહૂદિયાના અંતિમ રાજાના પૌત્ર ઝરૂબાબિલને યહૂદિયાનો ગવર્નર બનાવ્યો અને તેણે હજ્જી નબી તથા ઝકરિય્યા નબી અને મુખ્ય પાદરી યશૂઅની દેખરેખ હેઠળ પવિત્ર હૈકલનું નવેસરથી નિર્માણ કર્યું. ત્યાર પછી ઈ.પૂ. ૪૫૮માં એક દેશનિકાલ પામેલા જૂથની સાથે હઝરત ઉઝૈર(એઝરા) યહૂદિયા પહોંચ્યાં અને ઈરાનના રાજા અરતખશશ્તા (અર્ટાકસરસિઝયા અથવા અરદેશર) એ એક ફરમાન જારી કરીને તેમને સત્તા આપી કેઃ

> "તું તારા ખુદાની એ બુદ્ધિ પ્રમાણે જે તને આપવામાં આવી, રાજાઓ અને ન્યાયાધીશોની નિમણૂંક કરાવ કે જેથી દરિયાપારના બધાં જ લોકાનો કે જે તારા ખુદાના કાનૂનને જાણે છે ન્યાય કરે, અને તમે તેને જે જાણતો ન હોય શીખવાડો અને જે કોઈ તારા ખુદાના કાનૂન અને બાદશાહના ફરમાન ઉપર અમલ ન કરે તેને વિના વિલંબે કાનૂની સજા આપવામાં આવે, ભલે મૃત્યુ હોય, દેશ નિકાલ હોય અથવા માલની જપ્તી અથવા કારાવાસ". (એઝરા, પ્રકરણ ૮, આયત ૨૫, ૨૬)

આ ફરમાનનો લાભ લઈને હઝરત ઉઝૈરે મૂસાના દીનનું પુનરૂત્થાન કરવાનું મોટું કામ કર્યું. તેમણે યહૂદી કોમના તમામ ભલા માણસોને ચારે તરફથી ભેગાં કરીને એક મજબૂત સંગઠનની સ્થાપના કરી. બાઇબલના પાંચ પુસ્તકો જેમાં તૌરાત હતી, સંપાદિત કરીને પ્રસિદ્ધ કર્યા, યહૂદીઓના ધાર્મિક શિક્ષણની વ્યવસ્થા કરી, ખુદાઈ કાનૂનને લાગુ કરીને તેમની માન્યતાઓને તથા નૈતિક ખરાબીઓને દૂર કરવાનું શરૂ કર્યું જે બનીઇસ્રાઈલમાં અન્ય કોમોના પ્રભાવથી ઘૂસી ગઈ હતી. એ તમામ મુશ્રિક સ્ત્રીઓને છૂટાછેડા અપાવડાવ્યાં જેમની સાથે યહૂદીઓએ લગ્ન કરેલા હતાં અને બનીઇસ્રાઈલ પાસેથી નવેસરથી ખુદાની બંદગી અને તેના કાનૂનના અનુસરણનો પાકો વાયદો લીધો."

ઈ.પૂ.૪૪૫ માં નહમયાહના નેજા હેઠળ એક બીજું દેશનિકાલ પામેલું જૂથ યહૂદિયા પાછું ફર્યું અને ઈરાનના રાજાએ નહમયાહને જેરુસલેમનો રાજા નિયુક્ત કરીને પરવાનગી આપી કે તે આ શહેરના કિલ્લાનું નિર્માણ કરે. આવી રીતે ૧૫૦ વર્ષ પછી બૈતલમકદિસ ફરીથી આબાદ થયું અને યહૂદી ધર્મ અને સભ્યતાનું કેન્દ્ર બની ગયું. પરંતુ ઉત્તર ફિલિસ્તીન અને સામરિયાના ઇસ્રાઈલી લોકોએ હઝરત ઉઝૈર(એઝરા)ના સુધારા અને પુનરૂત્થાનનો કોઈ ફાયદો ઊઠાવ્યો નહીં બલકે બૈતલમકદિસની સામે તેમનું એક ધાર્મિક કેન્દ્ર જરઝીમ પર્વત ઉપર બંધાવ્યું અને તેને ગ્રંથવાળાઓ માટે કિબ્લા બનાવવાનો પ્રયાસ કર્યો. આમ યહૂદીઓ અને સામરિયાઓ વચ્ચે દુશ્મનાવટ ઓર વધી ગઈ.

ઈરાની સામ્રાજયનું પતન અને સમ્રાટ સિકંદરના વિજયો તેમજ ત્યાર પછી ગ્રીક લોકોની ઉન્નતિથી યહૂદીઓને થોડા સમય માટે એક ભારે ધક્કો લાગ્યો. સિકંદરના અવસાન પછી તેનું રાજય ત્રણ રાજયોમાં વહેંચાઈ ગયું હતું, એમાંથી સીરિયાનો વિસ્તાર એ સલૂકી રાજયના ભાગમાં આવ્યું જેનું પાટનગર અંતાકિયહ (Antioch) હતું અને તેના રાજા એન્ટિયોકસ બીજાએ ઈ.પૂ.૧૯૮ માં ફિલિસ્તીન ઉપર કબજો કરી લીધો. આ ગ્રીક વિજેતા જે ધાર્મિક દષ્ટિએ મુશ્રિક અને નૈતિક રીતે સ્વચ્છંદી હતાં, યહૂદી ધર્મ અને સભ્યતાને ભારે અણગમાની નજરે જોતા હતાં. તેમણે તેની સામે રાજકીય અને આર્થિક દબાણ વડે ગ્રીક સભ્યતાને ઉત્તેજન આપવાનું શરૂ કર્યું અને ખુદ યહૂદીઓમાંથી એક મોટો વર્ગ તેમનો હાથો બની ગયો. આ બાહ્ય હસ્તક્ષેપે યહૂદી

فَلَهَا ۚ فَاِذَا جَآءَ وَعْدُ الْاٰخِرَةِ لِيَسُوْٓءٗا وُجُوْهَكُمْ وَلِيَدْخُلُوا
الْمَسْجِدَ كَمَا دَخَلُوْهُ اَوَّلَ مَرَّةٍ وَّلِيُتَبِّرُوْا مَا عَلَوْا تَتْبِيْرًا ۝٧

**જાત માટે બૂરાઈ સાબિત થઈ. પછી જ્યારે બીજા વાયદાનો સમય આવ્યો ત્યારે અમે બીજા દુશ્મનોને તમારી ઉપર સત્તા આપી કે જેથી તેઓ તમારા ચહેરા બગાડી નાખે અને મસ્જિદ (બૈતલમકદિસ)માં એવી જ રીતે ઘૂસી જાય જેવી રીતે પહેલાં દુશ્મન ઘૂસ્યા હતાં અને જે વસ્તુ ઉપર તેમનો હાથ પડે તેને પાયમાલ કરી નાખે.**[૯]

કોમમાં વિભાજન કર્યું. એક વર્ગે ગ્રીક પોશાક, ગ્રીક ભાષા, ગ્રીક સામાજિક વ્યવસ્થા અને ગ્રીક રમતો અપનાવી લીધી અને બીજો વર્ગ પોતાની સભ્યતા ઉપર દઢતાપૂર્વક કાયમ રહ્યો. ઈ.પૂ. ૧૭૫ માં એન્ટિયોકસ ચોથો (જેનો ઇલ્કાબ એપીફાનીયસ એટલે કે ખુદાનો અવતાર)હતો, તે જયારે ગાદી ઉપર બેઠો ત્યારે તેણે ભારે જ બળજબરીપૂર્વક વર્તીને યહૂદી ધર્મ અને સભ્યતાને નાબૂદ કરવાનો પ્રયાસ કર્યો. તેણે બૈતલમકદિસના હૈકલમાં બળપૂર્વક મૂર્તિઓ મુકાવડાવી અને તેને સિજદો કરવા માટે યહૂદીઓને મજબૂર કર્યાં. તેણે બલિની વેદી ઉપર વધ કરવાની વિધિ બંધ કરાવી. તેણે યહૂદીઓને શિર્કયુક્ત વેદીઓ ઉપર બલિ ચઢાવવાનો હુકમ આપ્યો. તેણે એ તમામ લોકો માટે મોતની સજાનો એલાન કર્યો જે પોતાના ઘરોમાં તૌરાતનું પુસ્તક રાખે, અથવા સબ્ત(સાબ્બાથ)ના આદેશો ઉપર અમલ કરે, અથવા તેમના બાળકોની ખત્ના કરાવે. પરંતુ યહૂદીઓ આ જોરજુલમને તાબે થયાં નહીં અને તેમની અંદર એક ભારે ચળવળ ઊભી થઈ જે ઇતિહાસમાં મક્કાબી વિદ્રોહ તરીકે પ્રખ્યાત છે. જો કે આ ઘર્ષણમાં ગ્રીક વિચારધારાથી પ્રભાવિત યહૂદીઓની તમામ વફાદારીઓ ગ્રીક લોકો સાથે હતી અને તેમણે સક્રિય રીતે મક્કાબી વિદ્રોહને કચડી નાખવામાં અંતાકિયાના જુલમીઓનો પૂરો સાથ આપ્યો, પરંતુ સામાન્ય યહૂદીઓમાં હઝરત ઉઝૈર દ્વારા સંચાલિત ધાર્મિકતાના આત્માનો પ્રભાવ એવો જબરજસ્ત હતો કે એ તમામ મક્કાબીઓની સાથે થઈ ગયાં અને છેવટે તેમણે ગ્રીક લોકોને કાઢી મૂકીને પોતાનું એક સ્વતંત્ર ધાર્મિક રાજય સ્થાપી દીધું જે ઈ.પૂ.૬૭ સુધી કાયમ રહ્યું. આ રાજયની સીમાઓ વિસ્તરીને ધીમે ધીમે સમગ્ર પ્રદેશમાં છવાઈ ગઈ જે એક વખતે યહૂદિયા અને ઇસ્રાઈલી રાજ્યોના તાબા હેઠળ હતી, બલકે ફિલિસ્તિયાનો પણ એક મોટો વિસ્તાર તેમના કબજામાં આવી ગયો જે હઝરત દાઊદ અને સુલૈમાન અ.સ.ના જમાનામાં પણ જીતાયો ન હતો.

આ જ કિસ્સાઓ તરફ કુર્આનેમજીદની આ આયત ઇશારો કરે છે.

(૯) આ બીજા બગાડ અને તેની સજાની ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિ આ પ્રમાણે છેઃ

મક્કાબીઓની ચળવળ જે નૈતિક અને ધાર્મિકભાવના સાથે ઊઠી હતી તે ધીમે ધીમે ખતમ થતી ગઈ અને તેની જગ્યાએ કટ્ટર ભૌતિકવાદ અને હાર્દ વગરના દેખાડાએ લઈ લીધી. છેવટે તેમની અંદર ફાટફૂટ પડી ગઈ અને તેમણે પોતે ગ્રીક વિજેતા પોમ્પીને ફિલિસ્તીન આવવાનું નિમંત્રણ મોકલ્યું. આ પોમ્પી ઈ.પૂ.૬૩ માં આ દેશ તરફ વળ્યો અને તેણે બૈતલમકદિસ ઉપર કબજો કરીને યહૂદીઓની સ્વતંત્રતા સમાપ્ત કરી દીધી પરંતુ રોમન વિજેતાઓની આ કાયમી નીતિ હતી કે તેઓ જીતેલા વિસ્તારો ઉપર સીધેસીધો પોતાનો વહીવટ કાયમ

સૂરઃ બનીઈસ્રાઈલ રુકૂઅ ૧ તફહીમુલકુર્આન ૨

પા. ૬૦૦

ઈ. પૂ. ૧૬૮ થી ૬૩

# મકાબિયા રાજ્યના જમાનાનું ફિલિસ્તીન



સૂરઃ બની ઈસ્રાઈલ રુકૂઅ ૧
પા. ૬૦૧

તફહીમુલકુર્આન ૨

ઈ. પૂ. ૪૦ થી ૪

# મહાન હેરોદનું રાજ્ય



કરવાની સરખામણીમાં સ્થાનિક રાજાઓ દ્વારા પરોક્ષ રીતે પોતાનું કામ કઢાવવાનું વધુ પસંદ કરતા હતાં. એટલા માટે તેમણે ફિલિસ્તીનમાં તેમની છત્રછાયા હેઠળ એક દેશી રાજય સ્થાપી દીધું જે છેવટે ઈ.પૂ.૪૦ માં એક ચાલાક યહૂદી હેરોદના કબજામાં આવી ગયું. આ માણસ મહાન હેરોદના નામે પ્રખ્યાત છે. તેનું શાસન સમગ્ર ફિલિસ્તીન અને પૂર્વ જોર્ડન ઉપર ઈ.પૂ.૪૦ થી ૪ સુધી ચાલુ રહ્યું. તેણે એક તરફ ધાર્મિક આગેવાનોની હિમાયત કરીને યહૂદીઓને ખુશ રાખ્યાં અને બીજી તરફ રોમન સભ્યતાને ઉત્તેજન આપીને તેમજ રોમન સામ્રાજયની વફાદારીનો વધુને વધુ દેખાવ કરીને કૈસરની પ્રસન્નતા પણ મેળવી લીધી. એ જમાનામાં યહૂદીઓની ધાર્મિક અને નૈતિક હાલત પતનની છેલ્લી હદ સુધી પહોંચી ગઈ હતી.

હેરોદ પછી તેનું રાજય ત્રણ ભાગોમાં વહેંચાઈ ગયુંઃ

તેનો એક પુત્ર અરખલાઊસ સામરિયા, યહૂદિયા અને ઉત્તર અદૂમિયહનો રાજા બન્યો.પરંતુ ઈ.સ.૬માં કૈસર ઓગષ્ટસે તેને પદભ્રષ્ટ કરીને તેનું સંપૂર્ણ રાજય પોતાના ગર્વનરને હવાલે મૂકી દીધું અને ઈ.સ.૪૧ સુધી આ જ વ્યવસ્થા ચાલુ રહી. આ જ એ જમાનો હતો જયારે હઝરત મસીહ અ.સ. બનીઇસ્રાઈલની સુધારણા માટે ઊઠ્યાં અને યહૂદીઓના તમામ ધાર્મિક આગેવાનોએ ભેગાં મળીને તેમનો વિરોધ કર્યો તથા રોમન ગર્વનર પૌનતિસપીલાતિસ પાસે તેમને મૃત્યુદંડ અપાવવાનો પ્રયાસ કર્યો.

હેરોદનો બીજો પુત્ર હેરોદ એન્ટીપાસ ઉત્તર ફિલિસ્તીનના ગલીલ વિસ્તારનો અને પૂર્વ જોર્ડનનો માલિક બન્યો અને આ જ એ માણસ છે કે જેણે એક નૃત્યાંગનાની ભલામણ મુજબ હઝરત યહ્યા અ.સ.નું માથું કાપીને તેને ભેટ ધર્યું.

તેનો ત્રીજો પુત્ર ફિલિપ, હરમોન પર્વતથી યરમૂક નદી સુધીના વિસ્તારનો માલિક બન્યો અને તે તેના પિતા અને ભાઈઓથી પણ વધારે રોમન અને ગ્રીક સભ્યતામાં ડૂબેલો હતો. તેના વિસ્તારમાં કોઈ પણ સારી વાતને વિકસવા માટે એટલી પણ ગુંજાશ ન હતી જેટલી ફિલિસ્તીનના બીજા વિસ્તારોમાં હતી.

ઈ.સ.૪૧ માં સમ્રાટ હેરોદના પૌત્ર હેરોદ અગરિપ્પાને રોમનોએ એ તમામ પ્રદેશોનો શાસક બનાવી દીધો જેની ઉપર સમ્રાટ હેરોદ તેના જમાનામાં રાજા હતો. એ માણસે સત્તા પર આવ્યા પછી મસીહ અ.સ.ના અનુયાયીઓ ઉપર અત્યાચારો કરવામાં હદ વટાવી દીધી અને તેની સમગ્ર તાકાત ખુદાભીરૂતા અને નૈતિક સુધારણાની આ ચળવળને કચડી નાખવામાં વાપરી નાખી જે હવ્વારીઓની આગેવાની હેઠળ ચાલી રહી હતી.

આ સમયગાળામાં સામાન્ય યહૂદીઓ અને તેમના ધાર્મિક આગેવાનોની જે હાલત હતી તેનો સાચો અંદાજ કાઢવા માટે એ આલોચનાઓનો અભ્યાસ કરવો જોઈએ જે મસીહ અ.સ.એ પોતાના પ્રવચનોમાં તેમની ઉપર કરી છે. આ તમામ પ્રવચનો ચાર ઈંજીલોમાં આપવામાં આવેલાં છે. પછી, આનો અંદાજ મેળવવા માટે આટલું જ પરતું છે કે એ કોમની નજરોની સામે યહ્યા અ.સ.જેવા પવિત્ર માણસનું માથું વાઢી નાખવામાં આવ્યું પરંતુ એક અવાજ સુદ્ધાં આ મહાજુલમની સામે ઊઠયો નહીં અને સમગ્ર કોમના ધાર્મિક આગેવાનોએ મસીહ અ.સ. માટે મૃત્યુદંડની માગણી કરી. પરંતુ માત્ર સત્યવાન લોકો સિવાય કોઈ એવો ન હતો કે જે આ દુર્ભાગ્ય માટે માતમ કરત. હદ તો આ છે કે જયારે પૌનતિસપીલાતિસએ આ અભાગાઓને પૂછયું કે આજે તમારો તહેવારનો દિવસ છે અને નિયમ પ્રમાણે જે લોકોને મોતની સજા અપાઈ હોય તેવા અપરાધીઓમાંથી કોઈ એકને છોડી મૂકવાની હું સત્તા ધરાવું છું તો કહો યસૂઅને છોડી દઊં કે બરઅબ્બા ડાકૂને? ત્યારે એ સમગ્ર ટોળાએ એકી અવાજે કહ્યું કે બરઅબ્બાને છોડી દો. બીજા શબ્દોમાં આ અલ્લાહ તરફથી અંતિમ દલીલ હતી જે એ કોમ સામે કરવામાં આવી.

عَسٰى رَبُّكُمْ اَنْ يَّرْحَمَكُمْ ۚ وَاِنْ عُدْتُّمْ عُدْنَا ۘ وَجَعَلْنَا جَهَنَّمَ
لِلْكٰفِرِيْنَ حَصِيْرًا ﴿٨﴾ اِنَّ هٰذَا الْقُرْاٰنَ يَهْدِيْ لِلَّتِيْ هِيَ اَقْوَمُ وَ
يُبَشِّرُ الْمُؤْمِنِيْنَ الَّذِيْنَ يَعْمَلُوْنَ الصّٰلِحٰتِ اَنَّ لَهُمْ اَجْرًا
كَبِيْرًا ﴿٩﴾ وَّ اَنَّ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ اَعْتَدْنَا

**—— શક્ય છે કે હવે તમારો માલિક તમારી ઉપર દયા કરે, પરંતુ જો તમે ફરીથી તમારા પાછલા વર્તનનું પુનરાવર્તન કર્યું તો અમે પણ ફરીથી અમારી સજાનું પુનરાવર્તન કરીશું, અને નિયામતનો ઈનકાર કરનારા લોકો માટે અમે જહન્નમને કેદખાનું બનાવી રાખેલ છે.**[૧૦]

**હકીકત આ છે કે આ કુર્આન એ માર્ગ દેખાડે છે જે તદ્દન સીધો છે. જે લોકો આને માનીને સદ્કાર્યો કરવા માંડે તેમને આ ખુશખબર આપે છે કે તેમના માટે મોટું વળતર છે, અને જે લોકો આખિરતને ન માને તેમને આ સમાચાર આપે છે કે**

આ વાતને થોડો જ સમય પસાર થયો હતો ત્યાં યહૂદીઓ અને રોમનો વચ્ચે ભારે સંઘર્ષ શરૂ થઈ ગયો અને ઈ.સ.૬૪ અને ૬૬ વચ્ચે યહૂદીઓએ ખુલ્લો બળવો કરી દીધો. હેરોદ અગરિપ્પા બીજો, અને રોમન પ્રોકયોરીટર ફ્લોરિસ, બન્ને આ બળવાને ડામી દેવામાં નિષ્ફળ ગયાં. છેવટે રોમન સામ્રાજયે એક ભારે લશ્કરી પગલાં વડે આ બળવાને કચડી નાખ્યો અને ઈ.સ.૭૦ માં ટેટુસે તલવારના જોરે જેરુસલેમને જીતી લીધું. આ લડાઈમાં જનસંહારમાં ૧ લાખ ૩૩ હજાર માણસો માર્યા ગયાં, ૬૭ હજાર માણસોને કેદ પકડીને ગુલામ બનાવવામાં આવ્યાં, હજારો માણસોને પકડી પકડીને મિસ્રની ખાણોમાં કામ કરવા માટે મોકલી આપવામાં આવ્યાં, હજારો માણસોને પકડીને અલગ અલગ શહેરોમાં મોકલી દેવાયાં કે જેથી એમ્ફીથિયેટરો અને કલોસીમોમાં તેમને જંગલી જનાવરો દ્વારા ફાડી ખાવા માટે અથવા તલવારબાજોના ખેલમાં નિશાન બનાવવા માટે ઉપયોગમાં લેવામાં આવે. બધી જ લાંબી અને સુંદર યુવતીઓ વિજેતાઓ માટે પસંદ કરી લેવામાં આવી અને જેરુસલેમના શહેર તથા હૈકલને ધ્વસ્ત કરીને નષ્ટ કરી દેવામાં આવ્યાં. ત્યાર પછી ફિલિસ્તીનમાંથી યહૂદી પ્રભાવ અને સત્તા એવી રીતે ખતમ થઈ ગયાં કે ૨ હજાર વર્ષ સુધી તેને ફરીથી માથું ઊચું કરવાની તક ન મળી, અને જેરૂસલેમનું પવિત્ર હૈકલ-દેવળ પછી કયારેય બંધાઈ શક્યું નહીં. પાછળથી કૈસર હેડરયાને આ શહેરને ફરીથી વસાવ્યું, પરંતુ હવે તેનું નામ ઈલયા હતું અને તેમાં ઘણાં લાંબા સમય સુધી યહૂદીઓને પ્રવેશવાની છૂટ ન હતી.

આ હતી એ સજા જે બનીઈસ્રાઈલને બીજા મહાબગાડના બદલામાં મળી.

(૧૦) આના ઉપરથી એવી શંકા ન થવી જોઈએ કે આ સમગ્ર પ્રવચનના શ્રોતા બનીઈસ્રાઈલ છે. સંબોધિત તો મક્કાના કાફિરો જ છે, પરંતુ કેમ કે તેમને ચેતવવા માટે અહીં બનીઈસ્રાઈલના ઈતિહાસના કેટલાક પદાર્થપાઠ આપતા દાખલા આપવામાં આવ્યા હતાં, એટલા માટે એક આડવાક્ય તરીકે આ કથન

સૂરઃ બનીઈસ્રાઈલ રુકૂઅ ૧
પા. ૬૦૨

તફહીમુલકુર્આન ૨

# ફિલિસ્તીન હઝરત મૂસા અ.સ.ના જમાનામાં

સૈદા
દમાસ્કસ
સીરિયાનો પ્રાંત
સૂર
રોમન
કીસારિયા ફિલિપ
રોમન સમુદ્ર
ફિલિપ્સ બિન મહાન હેરોદનું રાજ્ય
ગલિલનો પ્રદેશ
ઝોલનો પ્રદેશ
બૈતસૈદ
તિબરિયા
નાસિરાહ
કીસારિયા
ડેકાપોલિસ (રોમન પ્રાંત સીરિયા હેઠળ)
સામરિયા
સામરિયા
પોન્તિસ પીલાતિસના વહીવટ હેઠળનો પ્રદેશ
જોર્ડન નદી
હેરોદ એન્ટીપાસનું રાજ્ય
યાફા
લુદ
યરીહૂ
જેરૂસલેમ
બૈતુલ્લહમ
અસ્કલાન
રોમન સીરિયા પ્રાંતનો એક ભાગ
યહૂદિયા
મૃતસાગર
હેબ્રોન
ગાઝા
અદૂમિયા
નબ્તીઓનો પ્રદેશ
ઉત્તર
માઈલનું પ્રમાણ
0 5 15 20 25 30
પિટ્રા




لَهُمْ عَذَابًا اَلِيْمًا ۝١٠ وَ يَدْعُ الْاِنْسَانُ بِالشَّرِّ دُعَآءَهٗ
بِالْخَيْرِ ؕ وَ كَانَ الْاِنْسَانُ عَجُوْلًا ۝١١ وَ جَعَلْنَا الَّيْلَ وَ
النَّهَارَ اٰيَتَيْنِ فَمَحَوْنَاۤ اٰيَةَ الَّيْلِ وَ جَعَلْنَاۤ اٰيَةَ النَّهَارِ
مُبْصِرَةً لِّتَبْتَغُوْا فَضْلًا مِّنْ رَّبِّكُمْ وَ لِتَعْلَمُوْا عَدَدَ
السِّنِيْنَ وَ الْحِسَابَ ؕ وَ كُلَّ شَیْءٍ فَصَّلْنٰهُ تَفْصِيْلًا ۝١٢

**તેમના માટે અમે પીડાકારી સજા તૈયાર કરી રાખી છે.[૧૧] (રુકૂઅ ૧)**

**માનવી બૂરાઈ એવી રીતે માગે છે જેવી રીતે ભલાઈ માગવી જોઈએ. માનવી ઘણો જ ઉતાવળો જણાયો છે.[૧૨]**

**જુઓ, અમે રાત અને દિવસને બે નિશાનીઓ બનાવી છે. રાતની નિશાનીને અમે પ્રકાશહીન બનાવી, અને દિવસની નિશાનીને અમે પ્રકાશિત કરી દીધી જેથી તમે તમારા માલિકની કૃપા શોધી શકો અને મહિના તથા વરસનો હિસાબ જાણી શકો. આવી જ રીતે અમે દરેક વસ્તુને અલગ અલગ ઓળખ આપી રાખી છે.[૧૩]**

---

બનીઇસ્રાઈલને સંબોધીને કહી દેવામાં આવ્યું જેથી તે સુધારાત્મક પ્રવચનો માટે પ્રસ્તાવનાનું કામ આપે જેની સ્થિતિ એક જ વર્ષ પછી મદીનામાં ઊભી થવાની હતી.

(૧૧) અહીં હેતુ આ છે કે જે માણસ અથવા જૂથ અથવા કોમ આ કુર્આનની સમજાવટ અને ચેતવણી વડે સીધા રસ્તા ઉપર ન આવે તેને પછી એ સજા માટે તૈયાર રહેવું જોઈએ જે બનીઇસ્રાઈલે ભોગવી છે.

(૧૨) આ જવાબ મક્કાના કાફિરોની એ મૂર્ખાઈભરી વાતોનો છે જે વારંવાર નબી સ.અ.વ.ને કહેતા હતાં કે હા, હવે લઈ આવો એ આફત જેનાથી તમે અમને ડરાવ્યા કરો છો. ઉપરના કથન પછી તરત જ આ કથન રજૂ કરવાનો આશય એ બાબત ચેતવણી આપવાનો છે કે મૂર્ખાઓ! ભલાઈ માગવાને બદલે આફતની માગણી કરો છો? તમને કંઈ ખ્યાલ પણ છે કે ખુદાની આફત જ્યારે કોઈ કોમ ઉપર તૂટી પડે છે ત્યારે તેની શી હાલત થાય છે?

આની સાથે આ કથનમાં એક સૂક્ષ્મ ચેતવણી મુસલમાનો માટે પણ હતી જે કાફિરોના જોરજુલમ તથા તેમના હઠાગ્રહભર્યા વર્તનથી કંટાળીને આવીને કોઈ કોઈ વખતે તેમના માટે આફત ઊતારવાની દુઆ કરવા માંડતા હતાં, જો કે હજુ આ જ કાફિરોમાં એવા ઘણાં લોકો હતાં જે આગળ જઈને ઈમાન લાવવાના હતાં તેમજ દુનિયાભરમાં ઈસ્લામનો ધ્વજ લહેરાવવાના હતાં. આના માટે અલ્લાહતઆલા કહે છે કે માનવી ઘણો અધીરો પુરવાર થયો છે, તે એ દરેક વસ્તુ માગી બેસે છે જેની તાત્કાલિક જરૂર જણાય છે, જો કે પાછળથી તેને પોતાને જ અનુભવ ઉપરથી જણાઈ આવે છે કે જો એ વખતે દુઆ સ્વીકારી લેવામાં આવી હોત તો તે તેના માટે સારી ન હોત.

وَ كُلَّ اِنۡسَانٍ اَلۡزَمۡنٰهُ طٰٓئِرَهٗ فِىۡ عُنُقِهٖ‌ ؕ وَنُخۡرِجُ لَهٗ يَوۡمَ
الۡقِيٰمَةِ كِتٰبًا يَّلۡقٰهُ مَنۡشُوۡرًا ۝١٣ اِقۡرَاۡ كِتٰبَكَ ؕ كَفٰى بِنَفۡسِكَ
الۡيَوۡمَ عَلَيۡكَ حَسِيۡبًا ؕ‏ ۝١٤ مَنِ اهۡتَدٰى فَاِنَّمَا يَهۡتَدِىۡ لِنَفۡسِهٖ‌ ۚ

**દરેક માણસનું શુકન અમે તેના ગળામાં લટકાવી રાખેલું છે,[૧૪] અને કયામતના દિવસે અમે એક લખાણ તેના માટે કાઢીશું જેને તે ખુલ્લા પુસ્તકની જેમ જોશે— વાંચ તારી કર્મપોથી, આજે તારો હિસાબ કરવા માટે તું પોતે જ પૂરતો છે.**

**જે કોઈ સીધો માર્ગ અપનાવે તેનું સીધા માર્ગે ચાલવું તેના પોતાના માટે જ લાભદાયક છે,**

(૧૩) આનો અર્થ આ છે કે મતભેદોથી ગભરાઈને સરખાપણા અને એકરંગ થવા માટે ઉતાવળા ન થાઓ. આ જગતનું સમગ્ર તંત્ર મતભેદ, અલગતા અને વિવિધતાના આધારે ચાલી રહ્યું છે. દા.ત. તમારી સામે આ રાત અને દિવસની ખુલ્લી નિશાનીઓ છે જે રોજ તમારી ઉપર છવાઈ જાય છે, જુઓ કે આ ફેરફારમાં કેટલા ભવ્ય લાભ રહેલાં છે.જો તમારી ઉપર કાયમ માટે એક જ સ્થિતિ છવાયેલી રહે તો આ દુનિયાની ગતિવિધિઓ ચાલી શકત? પછી જેવી રીતે તમે જોઈ રહ્યાં છો કે ભૌતિક જગતમાં તફાવતો અને ફરક તથા અલગતાની સાથે અસંખ્ય લાભ સંકળાયેલાં છે. આવી જ રીતે મનુષ્યોના સ્વભાવો, તેમનાં વિચારો અને તેમનાં વલણોમાં પણ જે ભેદ અને અલગતા જોવા મળે છે તે પણ અનેક લાભ ધરાવે છે. ભલાઈ આમાં નથી કે અલ્લાહતઆલા પોતાના અભૌતિક નિયમોના હસ્તક્ષેપ દ્વારા આને ખતમ કરીને તમામ મનુષ્યોને બળપૂર્વક સદાચારી અને મોમિન બનાવી દે, અથવા કાફિરો અને ગુનેગારોને મારીને દુનિયામાં માત્ર ઈમાનવાળા અને આજ્ઞાપાલક લોકોને જ જીવતાં રાખે. આની ઇચ્છા કરવી એ તો એટલું જ ખોટું છે કે માત્ર દિવસ જ ચાલ્યા કરે, રાતનું અંધારૂં કયારેય સહેજ પણ છવાય નહીં. અલબત્ત ભલાઈ જે વસ્તુમાં છે તે આ છે કે માર્ગદર્શનનો પ્રકાશ જે લોકો પાસે છે તેઓ તેને લઈને અજ્ઞાનનું અંધારૂં દૂર કરવા માટે સતત કાર્ય કરતાં રહે, અને જયારે રાતની જેમ કોઈ અંધારો યુગ આવે તો તેઓ સૂર્યની જેમ તેનો પીછો કરે, એટલે સુધી કે પ્રકાશિત દિવસ પ્રગટ થઈ જાય.

(૧૪) એટલે કે દરેક માનવીનું સદ્ભાગ્ય અને દુર્ભાગ્ય, અને તેના ખરાબ કે સારા પરિણામના કારણો તેની પોતાની અંદર જ છે. તેના ગુણો, તેનું ચારિત્ર્ય અને તેની વિવેકબુદ્ધિ, નિર્ણય અને પસંદગીના ઉપયોગ વડે તે જાતે જ પોતાની જાતને સદ્ભાગ્યનો હક્કદાર પણ બનાવે છે અને દુર્ભાગ્યનો હક્કદાર પણ. મૂર્ખ લોકો તેમનાં ભાગ્યના શુકન બહાર શોધતાં ફરે છે અને હંમેશાં બાહ્ય કારણોને જ પોતાના દુર્ભાગ્ય માટે જવાબદાર ઠેરવે છે, પરંતુ હકીકત આ છે કે તેમની ભલાઈ અને બૂરાઈનો પરવાનો તેમના પોતાના ગળાની માળા છે. તેઓ પોતાની અંદર ડોકિયું કરીને જુએ તો જોઈ લેશે કે જે વસ્તુએ તેમને બગાડ અને વિનાશના માર્ગ ઉપર નાખ્યાં અને છેવટે તેમને નામશેષ અને નુકસાન ભોગવનાર બનાવી છોડયાં તે તેમનાં પોતાના જ અવગુણો અને ખોટા નિર્ણયો હતાં, નહીં કે બહારથી આવીને કોઈ વસ્તુ બળજબરીથી તેમની ઉપર ચઢી બેસી હતી.

وَمَنْ ضَلَّ فَإِنَّمَا يَضِلُّ عَلَيْهَا ۚ وَلَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ
أُخْرَىٰ ۗ وَمَا كُنَّا مُعَذِّبِينَ حَتَّىٰ نَبْعَثَ رَسُولًا ﴿١٥﴾

**અને જે ગુમરાહ થાય તેની ગુમરાહીની મુસીબત તેની ઉપર જ છે.[૧૫] કોઈ બોજો ઉપાડનાર બીજાનો બોજો નહીં ઉપાડે.[૧૬] અને અમે સજા કરવાના નથી જ્યાં સુધી (લોકોને સત્ય અને અસત્યનો ભેદ સમજાવવા માટે) એક પયગમ્બર મોકલી ન દઈએ.[૧૭]**

(૧૫) એટલે કે સીધો માર્ગ અપનાવીને કોઈ પણ માણસ ખુદાની ઉપર અથવા પયગમ્બર ઉપર અથવા સુધારણાનો પ્રયાસ કરનારા લોકો ઉપર કોઈ ઉપકાર કરતો નથી બલકે પોતે પોતાના માટે જ ભલાઈ કરે છે. અને આવી જ રીતે ગુમરાહી અપનાવીને અથવા તેનો દુરાગ્રહ રાખીને તે કોઈનું કંઈ બગાડતો નથી, પોતાનું જ નુકસાન કરે છે. ખુદા અને પયગમ્બર અને સત્ય તરફ બોલાવનારાં માણસને ખોટા રસ્તાઓથી બચાવવાનો અને સીધો રસ્તો દેખાડવાનો જે પ્રયાસ કરે છે તે તેમના કોઈ સ્વાર્થ માટે નહીં પરંતુ માણસની જ ભલાઈ માટે કરે છે. કોઈ બુદ્ધિશાળી માણસની સામે જયારે દલીલપૂર્વક સત્યનું સત્ય હોવું અને જૂઠનું જૂઠ હોવું સાબિત કરી દેવામાં આવે ત્યારે તેણે પૂર્વગ્રહો અને લાભવૃત્તિને બાજુએ રાખી સીધી રીતે જૂઠને છોડી અને સત્યને અપનાવી લેવું જોઈએ. પૂર્વગ્રહ અથવા લાભવૃત્તિ જો અપનાવશે તો તે પોતે જ પોતાનું ખોટું ઇચ્છનાર હશે.

(૧૬) આ એક ખૂબ જ મહત્ત્વની સૈદ્ધાંતિક હકીકત છે જેને કુર્આનેમજીદમાં ઘણી જગ્યાએ સમજાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે, કેમ કે તેને સમજયા વિના માનવીનો વ્યવહાર કયારેય યોગ્ય હોઈ શકે નહીં. આ કથનનો અર્થ આ છે કે દરેક માનવી તેની એક કાયમી નૈતિક જવાબદારી ધરાવે છે અને તેની વ્યક્તિગત હેસિયતમાં અલ્લાહતઆલાની સામે જવાબ આપવા માટે બંધાયેલો છે. આ વ્યક્તિગત જવાબદારીમાં બીજો કોઈ માણસ તેની સાથે ભાગીદાર નથી. દુનિયામાં ચાહે ગમે તેટલા માણસો ગમે તેટલી કોમો અને ગમે તેટલા વંશો અને પેઢીઓ એક કામ અથવા એક રીતમાં ભાગીદાર હોય, તો પણ ખુદાની અંતિમ અદાલતમાં એ સામૂહિક કાર્યનું વિશ્લેષણ કરીને એકેએક માણસની અંગત જવાબદારી અલગ અલગ નક્કી કરી દેવામાં આવશે અને તેને જે કંઈ પણ સજા અથવા બદલો મળશે તે એ અમલનો મળશે જે અમલ માટે તે પોતે તેની વ્યક્તિગત હેસિયતમાં જવાબદાર ઠરશે. આ ન્યાયની તુલામાં ન તો આ શક્ય હશે કે બીજાંના કરેલા કૃત્યો તેની ઉપર ઢોળી દેવામાં આવે, ન તો એ જ શક્ય હશે કે તેના કરતૂકોના ગુનાનો બોજો બીજા કોઈની ઉપર પડી જાય. એટલા માટે કોઈ પણ બુદ્ધિશાળી માણસે આ ન જોવું જોઈએ કે બીજાં શું કરી રહ્યાં છે બલકે તેણે હંમેશાં આ વાત ઉપર નજર રાખવી જોઈએ કે તે પોતે શું કરી રહ્યો છે. જો તેને તેની વ્યક્તિગત જવાબદારીનું સાચું ભાન હોય તો બીજા લોકો ગમે તે કરી રહ્યાં હોય, તે તો એ જ કાર્યરીતિ ઉપર મક્કમ રહેશે જેનો જવાબ ખુદાની સમક્ષ તે સફળતાપૂર્વક આપી શકતો હોય.

(૧૭) આ એક બીજી સૈદ્ધાંતિક હકીકત છે જેને કુર્આન વારંવાર અલગ અલગ રીતો વડે માનવીના મગજમાં ઊતારવાનો પ્રયત્ન કરે છે. આની સમજૂતી આ છે કે અલ્લાહતઆલાની ન્યાયવ્યવસ્થામાં પયગમ્બર

وَ اِذَاۤ اَرَدْنَاۤ اَنْ نُّهْلِكَ قَرْيَةً اَمَرْنَا مُتْرَفِيْهَا فَفَسَقُوْا
فِيْهَا فَحَقَّ عَلَيْهَا الْقَوْلُ فَدَمَّرْنٰهَا تَدْمِيْرًا ﴿۱۶﴾ وَ كَمْ
اَهْلَكْنَا مِنَ الْقُرُوْنِ مِنْۢ بَعْدِ نُوْحٍ ؕ وَ كَفٰى بِرَبِّكَ

**જ્યારે અમે કોઈ વસ્તીને નષ્ટ કરવાનો ઈરાદો કરીએ છીએ ત્યારે તેના સમૃદ્ધ લોકોને હુકમ આપીએ છીએ અને તેઓ તેમાં આજ્ઞાભંગ કરવા માંડે છે ત્યારે આફતનો ફેંસલો એ વસ્તી ઉપર લાગુ થઈ જાય છે અને અમે તેને નષ્ટ કરી નાખીએ છીએ.[૧૮] જોઈ લો, કેટલાય વંશો છે જે નૂહ પછી અમારા હુકમથી તબાહ થયાં. તારો માલિક તેના**

બુનિયાદી મહત્ત્વ ધરાવે છે. પયગમ્બર અને તેનો લાવેલો સંદેશ જ લોકો માટે ખુદાની દલીલ છે. આ દલીલ સાબિત ન થાય તો લોકોને સજા આપવાનું ન્યાયની વિરૂદ્ધ હશે, કારણ કે એ સંજોગમાં તેઓ આવું બહાનું રજૂ કરી શકશે કે અમને અગાઉથી જાણ જ કરવામાં આવી ન હતી તો પછી હવે તેના માટે આ પકડ શા માટે. પરંતુ જયારે આ દલીલ સાબિત થઈ જાય ત્યારે ન્યાયનો તકાદો આ જ છે કે એ લોકોને સજા આપવામાં આવે જેમણે ખુદાના મોકલેલા સંદેશ તરફથી મોઢું ફેરવી લીધું હોય, અથવા તેને મેળવીને પછી તેનાથી ચલિત થઈ ગયાં હોય. બેવકૂફ લોકો આવી આયતોને વાંચીને આ સવાલ અંગે વિચારવા માંડે છે કે જે લોકોની પાસે કોઈ નબીનો સંદેશ પહોંચ્યો નથી તેમની હાલત શું હશે. જો કે એક બુદ્ધિશાળી માણસે આ વાત ઉપર વિચાર કરવો જોઈએ કે તારી પાસે તો સંદેશ પહોંચી ગયેલો છે. હવે તારી પોતાની સ્થિતિ શું છે? બીજા લોકોની વાત કરીએ, તો આ અલ્લાહ જ બહેતર જાણે છે કે કોની પાસે કયારે કેવી રીતે અને કેટલી હદ સુધી તેનો સંદેશ પહોંચ્યો અને તેણે તેના પ્રત્યે કેવું વલણ અપનાવ્યું અને શા માટે અપનાવ્યું. ગેબના જાણનાર ખુદા સિવાય કોઈ આ જાણી શકતું નથી કે કોની ઉપર અલ્લાહની દલીલ સાબિત થઈ છે અને કોની ઉપર નથી થઈ.

(૧૮) આ આયતમાં આદેશનો અર્થ ભૌતિક આદેશ અને કુદરતી કાનૂન છે. એટલે કે કુદરતી રીતે હંમેશાં આમ જ થાય છે કે જયારે કોઈ કોમની ઉપર આફત આવવાની હોય છે ત્યારે તેના ખુશહાલ લોકો ગુનાખોર બની જાય છે. નાશ કરવાના ઈરાદાનો મતલબ આ નથી કે અલ્લાહતઆલા અમસ્તાં જ નિર્દોષ એવી કોઈ વસ્તીનો નાશ કરવાનો ઈરાદો કરી લે છે બલકે આનો અર્થ આ છે કે જયારે કોઈ માનવ વસાહત બૂરાઈના રસ્તા ઉપર ચાલી નીકળે છે અને અલ્લાહ તેને બરબાદ કરવાનો ફેંસલો કરી લે છે ત્યારે આ ફેંસલો આવી રીતે પ્રગટ થાય છે.

વાસ્તવમાં જે હકીકત માટે આ આયતમાં ચેતવણી આપવામાં આવી છે તે આ છે કે કોઈ પણ સમાજને છેવટે જે વસ્તુ નાશ કરે છે તે તેના ખાધેપીધે સુખી અને માલદાર લોકો અને ઉચ્ચ વર્ગોમાં ફેલાયેલો બગાડ હોય છે. જયારે કોઈ કોમ ઉપર આફત આવવાની હોય છે ત્યારે તેના ધનવાન અને સત્તાધારી લોકો ગુનાખોરી અને કાનૂનભંગ કરવા માંડે છે, જોરજુલમ અને દુરાચારો તથા ફિત્નાખોરીઓ કરવા માંડે છે, અને છેવટે આ જ

بِذُنُوْبِ عِبَادِهٖ خَبِيْرًۢا بَصِيْرًا ﴿١٧﴾ مَنْ كَانَ يُرِيْدُ الْعَاجِلَةَ
عَجَّلْنَا لَهٗ فِيْهَا مَا نَشَآءُ لِمَنْ نُّرِيْدُ ثُمَّ جَعَلْنَا لَهٗ جَهَنَّمَ ۚ
يَصْلٰىهَا مَذْمُوْمًا مَّدْحُوْرًا ﴿١٨﴾ وَمَنْ اَرَادَ الْاٰخِرَةَ وَسَعٰى
لَهَا سَعْيَهَا وَهُوَ مُؤْمِنٌ فَاُولٰٓئِكَ كَانَ سَعْيُهُمْ مَّشْكُوْرًا ﴿١٩﴾ كُلًّا
نُّمِدُّ هٰٓؤُلَآءِ وَهٰٓؤُلَآءِ مِنْ عَطَآءِ رَبِّكَ ۭ وَمَا كَانَ عَطَآءُ رَبِّكَ

**બંદાઓના ગુનાઓથી સંપૂર્ણપણે માહિતગાર છે અને બધું જ જોઈ રહ્યો છે.**

**જે કોઈ આજિલા[૧૯]ની ઈચ્છા રાખતો હોય, તેને અહીં જ અમે આપી દઈએ છીએ જે કંઈ જેને આપવા માગીએ, પછી તેના હિસ્સામાં જહન્નમ લખી દઈએ છીએ જેને તે તાપશે ધિક્કાર પામેલ તથા કૃપાથી વંચિત થઈને.[૨૦] અને જે આખિરતનો ચાહનાર હોય અને તેના માટે પ્રયત્ન કરે જેવો પ્રયત્ન તેના માટે કરવો જોઈએ, અને તે હોય મોમિન, તો એવા દરેક માણસના પ્રયત્નની કદર કરવામાં આવશે.[૨૧] આમને પણ અને તેમને પણ, બન્ને પક્ષોને અમે (દુનિયામાં) જીવનસામગ્રી આપ્યે જઈએ છીએ, આ તારા માલિકની દેણગી છે, અને તારા માલિકની દેણગીને રોકનાર**

ફિત્નો સમગ્ર કોમને લઈ ડૂબે છે. એટલા માટે જે સમાજ પોતે પોતાનો દુશ્મન ન હોય તેણે ચિંતા કરવી જોઈએ કે તેને ત્યાં સત્તાનો દોર અને આર્થિક સંપત્તિની ચાવીઓ અધમ તથા અનૈતિક લોકોના હાથોમાં જવા પામે નહીં.

(૧૯) عاجله "આજિલા"નો શાબ્દિક અર્થ ઝડપથી મળી જતી વસ્તુ છે. અને પરિભાષા તરીકે કુર્આનમાં આ શબ્દનો ઉપયોગ દુનિયા માટે કરવામાં આવ્યો છે જેના ફાયદા અને પરિણામો આ જ જીવનમાં મળી જાય છે. આની સામે વિશેષ શબ્દ "આખિરત" છે જેના ફાયદા અને પરિણામોને મૃત્યુ પછીના બીજા જીવન સુધી મુલત્વી કરી દેવામાં આવ્યાં છે.

(૨૦) એટલે કે જે માણસ આખિરતમાં માનતો નથી, અથવા આખિરત સુધી ધીરજ રાખવા માટે તૈયાર નથી અને પોતાના પ્રયત્નોનો ઉદ્દેશ્ય માત્ર દુનિયા અને તેની સફળતાઓ અને સુખાકારીને જ બનાવે છે તેને જે કંઈ મળશે માત્ર દુનિયામાં મળી જશે આખિરતમાં તે કંઈ મેળવી શકશે નહીં. અને વાત અહીં જ અટકશે નહીં કે તેને આખિરતમાં કોઈ સુખ નહીં મળે બલકે આ ઉપરાંત ભૌતિકવાદ અને આખિરતમાં જવાબ આપવાની જવાબદારી પ્રત્યે બેદરકારી તેની સમગ્ર વ્યવહારશૈલીને મૂળભૂત રીતે એવી ખોટી બનાવી નાખશે કે આખિરતમાં તે ઊલટાનો જહન્નમને પાત્ર ઠરશે.

(૨૧) એટલે કે તેના કામની કદર કરવામાં આવશે અને જેટલો અને જેવો પ્રયાસ પણ તેણે આખિરતની

مَحْظُوْرًا ﴿٢٠﴾ اُنْظُرْ كَيْفَ فَضَّلْنَا بَعْضَهُمْ عَلٰى بَعْضٍ ؕ وَ لَلْاٰخِرَةُ
اَكْبَرُ دَرَجٰتٍ وَّ اَكْبَرُ تَفْضِيْلًا ﴿٢١﴾ لَا تَجْعَلْ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ
فَتَقْعُدَ مَذْمُوْمًا مَّخْذُوْلًا ﴿٢٢﴾ ع وَ قَضٰى رَبُّكَ اَلَّا تَعْبُدُوْۤا اِلَّاۤ اِيَّاهُ




**કોઈ નથી.[૨૨] પરંતુ જોઈ લો, દુનિયામાં જ અમે એક જૂથને બીજા જૂથ ઉપર કેવી શ્રેષ્ઠતા આપી દીધેલી છે અને આખિરતમાં તેના દરજ્જા હજી પણ વધારે હશે, અને તેની શ્રેષ્ઠતા હજી પણ વધારે બહેતર હશે.[૨૩]**

**તું અલ્લાહની સાથે કોઈ બીજો ખુદા ન બનાવ[૨૪] નહીં તો ધિક્કાર પામેલો અને નિઃસહાય બેઠો રહી જશે. (રુકૂઅ ૨) તારા માલિકે ફેંસલો કરી દીધો[૨૫] છે કે :**

**(૧) તમે લોકો કોઈની પૂજા ન કરો, પરંતુ ફકત તેની.[૨૬]**

સફળતા માટે કર્યો હશે તેનું ફળ તે જરૂર પામશે.

(૨૨) એટલે કે દુનિયામાં રોજી અને જીવનસામગ્રી ભૌતિકવાદીઓને પણ મળી રહ્યાં છે અને આખિરતની ઇચ્છા ધરાવનારા લોકોને પણ. આ બધું અલ્લાહની જ દેણગી છે, બીજા કોઈની નથી. ન તો ભૌતિકવાદીઓમાં આ તાકાત છે કે આખિરતની ઇચ્છા ધરાવનારા લોકોને રોજીથી વંચિત કરી દે, ન તો આખિરતને ચાહનારા લોકો આ શક્તિ ધરાવે છે કે ભૌતિકવાદીઓ સુધી અલ્લાહની નિયામત પહોંચવા ન દે.

(૨૩) એટલે કે દુનિયામાં જ આ તફાવત દેખાઈ આવે છે કે આખિરતની ઇચ્છા ધરાવનારા લોકો ભૌતિકવાદીઓ ઉપર શ્રેષ્ઠતા ધરાવે છે. આ શ્રેષ્ઠતા એ દૃષ્ટિએ નથી કે તેમની ખાવાપીવાની વસ્તુઓ, પહેરવેશ, મકાનો અને વાહનો અને સંસ્કૃતિ અને સભ્યતાનો ઠાઠમાઠ તેમના કરતાં થોડાં વધારે છે. બલકે આ રીતે છે કે આ લોકો જે કંઈ મેળવે છે તે સચ્ચાઈ, પ્રમાણિકતા અને ઈમાનદારી સાથે મેળવે છે, અને તે લોકો જે કંઈ મેળવી રહ્યાં છે જુલમ વડે, બેઈમાની દ્વારા તથા જાતજાતની હરામખોરીઓ દ્વારા મેળવી રહ્યાં છે. પછી આમને જે કંઈ મળે છે તે સંતુલન સાથે ખર્ચવામાં આવે છે, તેમાંથી હક્કદારોના હક્કો ચૂકવાય છે, તેમાંથી માગનારા અને ગરીબોનો હિસ્સો પણ નીકળે છે, તથા તેમાંથી ખુદાની પ્રસન્નતા મેળવવા માટે બીજા નેકીના કામો પાછળ પણ પૈસો ખર્ચ કરવામાં આવે છે. આનાથી ઊલટું, ભૌતિકવાદીઓને જે કંઈ મળે છે તે મોટાભાગે એશઆરામ તથા હરામ કામો અને જાતજાતના ઝઘડાં ઊભા કરવામાં તેમજ ફિત્નાખોરીના કામોની પાછળ પાણીની જેમ વહેવડાવવામાં આવે છે. આમ, દરેક રીતે આખિરતની ઇચ્છા ધરાવનારનું જીવન ખુદાનો ડર તથા શુદ્ધ નૈતિકતાનો એવો નમૂનો હોય છે જે થીગડાં મારેલાં કપડાં અને ઘાસના ઝૂપડાંમાં પણ એવી રીતે ઝળહળે છે કે ભૌતિકવાદીનું જીવન તેની સરખામણીમાં દરેક દૃષ્ટિવાનને અંધકારમય દેખાય છે. આ જ કારણ છે કે મોટા મોટા જાલિમ રાજાઓ અને ધનવાન અમીરો માટે પણ તેમની કક્ષાના લોકોના દિલોમાં કોઈ સાચી ઈજ્જત, પ્રેમ અને શ્રદ્ધા કયારેય જન્મી નહીં અને આનાથી વિરૂદ્ધ ભૂખે મરતાં અને કંતાન ઉપર બેસતાં સંયમી લોકોની

وَ بِالْوَالِدَيْنِ اِحْسَانًا ؕ اِمَّا يَبْلُغَنَّ عِنْدَكَ الْكِبَرَ اَحَدُهُمَاۤ
اَوْ كِلٰهُمَا فَلَا تَقُلْ لَّهُمَاۤ اُفٍّ وَّ لَا تَنْهَرْهُمَا وَ قُلْ لَّهُمَا قَوْلًا
كَرِيْمًا ﴿۲۳﴾ وَ اخْفِضْ لَهُمَا جَنَاحَ الذُّلِّ مِنَ الرَّحْمَةِ وَ قُلْ
رَّبِّ ارْحَمْهُمَا كَمَا رَبَّيٰنِيْ صَغِيْرًا ؕ﴿۲۴﴾ رَبُّكُمْ اَعْلَمُ بِمَا فِيْ

---

**(૨) માતાપિતા સાથે ભલું વર્તન કરો, જો તમારી પાસે તેમાંથી કોઈ એક અથવા બન્ને, વૃદ્ધ થઈને રહે તો તેમને નારાજીનો એક શબ્દ પણ ન કહો, ન તો તેમને ઠપકો આપીને જવાબ ન આપો, પરંતુ તેમની સાથે આદરપૂર્વક વાત કરો, અને નરમી અને મહેરબાની સાથે તેમની સામે નમીને રહો, અને દુઆ કરો કે ''પાલનહાર, આમની ઉપર દયા કર જેવી રીતે આમણે દયા અને વહાલ સાથે મને બાળપણમાં ઉછેર્યો હતો.'' તમારો માલિક સારી રીતે જાણે છે કે તમારા**

---

શ્રેષ્ઠતાને આ ભૌતિકવાદી લોકો પણ માનવા માટે મજબૂર થઈ ગયાં. આ ખુલ્લી નિશાનીઓ એ હકીકત તરફ ઈશારો કરી રહી છે કે આખિરતની કાયમી સફળતાઓ આ બન્ને વર્ગોમાંથી કોના ભાગમાં આવવાની છે.

(૨૪) આ કથનનો બીજો અનુવાદ આ પણ થઈ શકે છે કે અલ્લાહની સાથે બીજા ખુદા ઉપજાવી ન કાઢે, અથવા બીજા કોઈને ખુદા ઠરાવી ન લે.

(૨૫) અહીં એ મુખ્ય મૂળભૂત નિયમો રજૂ કરવામાં આવી રહ્યાં છે જેની ઉપર ઈસ્લામ સમગ્ર માનવજીવનની વ્યવસ્થાની ઈમારત ઊભી કરવા માગે છે. બીજા શબ્દોમાં, આ નબી સ.અ.વ.ના સંદેશનો ઘોષણાપત્ર છે જેને મક્કાકાળના સમાપન તથા આગામી મદનીકાળના આરંભબિંદુ વખતે રજૂ કરવામાં આવ્યો જેથી સમગ્ર દુનિયાને ખબર પડી જાય કે આ નવીન ઈસ્લામી સમાજ તથા રાજ્યનો પાયો કયા વૈચારિક, નૈતિક, સાંસ્કૃતિક, આર્થિક અને કાનૂની સિદ્ધાંતો ઉપર મૂકવામાં આવશે. આ પ્રસંગે સૂરઃ અન્‌આમના ૧૯ મા રુકૂઅ તથા તેની નોંધો ઉપર પણ એક નજર નાખવાનું ઉપયોગી થશે.

(૨૬) આનો અર્થ માત્ર આટલો જ નથી કે અલ્લાહ સિવાય બીજા કોઈની પૂજા અને ઉપાસના ન કરો, બલકે આ પણ છે કે બંદગી અને ગુલામી તેમજ કંઈ પણ દલીલ કર્યા વિનાનું આજ્ઞાપાલન પણ માત્ર તેનું જ કરો, તેના જ આદેશને આદેશ અને તેના જ કાયદાને કાયદો માનો, અને તેના સિવાય બીજા કોઈને સર્વોપરી સત્તા તરીકે ન સ્વીકારો. આ માત્ર એક ધાર્મિક શ્રદ્ધા, અને માત્ર વ્યક્તિગત વર્તન માટેનો આદેશ જ નથી બલકે એ સમગ્ર નૈતિક, સાંસ્કૃતિક અને રાજકીય વ્યવસ્થાનો પાયો છે જે મદીના પહોંચીને નબી સ.અ.વ.એ સક્રિય રીતે અમલમાં મૂક્યો. તેની ઈમારત આ જ વિચારસરણી ઉપર ઊભી કરવામાં આવી હતી કે મોટી શાનવાળો અલ્લાહ જ રાજ્યનો માલિક અને બાદશાહ છે તથા તેનો જ કાયદો દેશનો કાનૂન છે.

نُفُوْسِكُمْ ۚ اِنْ تَكُوْنُوْا صٰلِحِيْنَ فَاِنَّهٗ كَانَ لِلْاَوَّابِيْنَ غَفُوْرًا ﴿۲۵﴾
وَاٰتِ ذَا الْقُرْبٰى حَقَّهٗ وَالْمِسْكِيْنَ وَابْنَ السَّبِيْلِ وَلَا تُبَذِّرْ
تَبْذِيْرًا ﴿۲۶﴾ اِنَّ الْمُبَذِّرِيْنَ كَانُوْٓا اِخْوَانَ الشَّيٰطِيْنِ ۭ وَكَانَ
الشَّيْطٰنُ لِرَبِّهٖ كَفُوْرًا ﴿۲۷﴾ وَاِمَّا تُعْرِضَنَّ عَنْهُمُ ابْتِغَآءَ
رَحْمَةٍ مِّنْ رَّبِّكَ تَرْجُوْهَا فَقُلْ لَّهُمْ قَوْلًا مَّيْسُوْرًا ﴿۲۸﴾

**દિલોમાં શું છે. જો તમે સદાચારી બનીને રહો તો તે આવા બધાં જ લોકો માટે દરગુજર કરનાર છે જે તેમના કસૂર બદલ ચેતી જઈને બંદગીના રસ્તા તરફ પાછા આવી જાય.[૨૭]**

**(૩) સગાને તેનો હક્ક આપો અને ગરીબ અને મુસાફરને તેનો હક્ક.**

**(૪) ઉડાઉ ખર્ચ ન કરો, ઉડાઉ ખર્ચ કરનારાં શેતાનના ભાઈ છે, અને શેતાન તેના માલિકનો અપકારી છે.**

**(૫) જો તેમની (એટલે કે જરૂરતમંદ સગાં, ગરીબો અને મુસાફરોથી) તમારે અવગણના કરવી હોય, આ કારણે કે હજી તમે અલ્લાહની એ કૃપા કે જેના તમે ઉમેદવાર છો શોધી રહ્યાં છો, ત્યારે તેમને નરમ જવાબ આપી દો.[૨૮]**

(૨૭) આ આયતમાં આ જણાવવામાં આવ્યું છે કે અલ્લાહ પછી મનુષ્યોમાં પહેલો પ્રાથમિક હક્ક માબાપનો છે. સંતાને માબાપના આજ્ઞાંકિત, સેવાભાવી, અને આદર કરનાર હોવું જોઈએ. સમાજની સામાજિક નીતિમત્તા એવી હોવી જોઈએ જે સંતાનને માબાપથી લાપરવા બનાવનાર ન હોય બલકે તેમનો ઉપકાર માનનાર અને આદર કરનાર બનાવે, અને ઘડપણમાં એવી જ રીતે તેમની સેવા કરવાનું શિખવાડે જેવી રીતે બાળપણમાં તેમણે તેમનો પ્રેમપૂર્વક ઉછેર કર્યો અને તેમની માગણીઓ પૂરી કરી છે. આ આયત માત્ર એક નૈતિક ભલામણ જ નથી બલકે આના જ પાયા ઉપર પાછળથી માબાપના એ કાનૂની હક્કો અને અધિકારો નક્કી કરવામાં આવ્યાં છે જેની વિગતો હદીસ અને ઈસ્લામી કાનૂનશાસ્ત્રમાં જોવા મળે છે. બીજું, ઈસ્લામી સમાજની માનસિક અને નૈતિક કેળવણીમાં તેમજ મુસલમાનોની રહેણીકરણીના નિયમોમાં માબાપનું માન, આજ્ઞાપાલન તથા તેમના હક્કોનું ધ્યાન રાખવાને એક મહત્ત્વના તત્ત્વ તરીકે સામેલ કરવામાં આવ્યું. આ વસ્તુઓએ કાયમ માટે એક નિયમ નક્કી કરી દીધો કે ઈસ્લામી રાજ્ય તેના કાયદાઓ અને વહીવટી હુકમો તથા શિક્ષણની નીતિ વડે કુટુંબની સંસ્થાને સુદ્રઢ અને સુરક્ષિત કરવા માટેના પ્રયત્નો કરશે, નહીં કે તેને નબળી પાડવાનાં.

(૨૮) આ ત્રણ કલમોનો આશય આ છે કે માણસ પોતાની કમાણી અને પોતાના માલને માત્ર પોતાના જ માટે અનામત ન રાખે બલકે પોતાની જરૂરિયાતો ન્યાયપૂર્વક રીતે પૂરી કરી દીધા પછી તેના સગાં, પાડોશીઓ

وَلَا تَجْعَلْ يَدَكَ مَغْلُولَةً إِلَىٰ عُنُقِكَ وَلَا تَبْسُطْهَا كُلَّ الْبَسْطِ فَتَقْعُدَ مَلُومًا مَّحْسُورًا ﴿٢٩﴾ إِنَّ رَبَّكَ يَبْسُطُ الرِّزْقَ لِمَن يَشَاءُ

**(૬) ન તો તમારો હાથ ગરદન સાથે બાંધી રાખો અને ન તો તેને સાવ છૂટો જ મૂકી દો કે જેથી ઠપકાપાત્ર અને લાચાર બની રહો.[૨૯] તારો માલિક જેના માટે ઇચ્છે રોજી બહોળી કરે છે અને જેના માટે ઇચ્છે છે**

અને અન્ય જરૂરતમંદ લોકોના હક્કો પણ અદા કરે. સામાજિક જીવનમાં સહયોગ, હમદર્દી અને એકબીજાના હક્ક પીછાણવા તથા હક્ક પૂરાં કરવાનો આત્મા સક્રિય થાય. દરેક સગો બીજા સગાનો સહાયક, અને દરેક ખમતીધર માણસ તેની આસપાસના જરૂરતમંદ લોકોનો સહાયક બને. કોઈ મુસાફર જે વસ્તીમાં પણ પહોંચે પોતાની જાતને મહેમાનનવાજ લોકો વચ્ચે જુએ. સમાજમાં હક્કનો ખ્યાલ એટલો વિશાળ હોય કે કોઈ પણ માણસ એ તમામ માણસોના હક્કો પોતાની જાત ઉપર તથા પોતાના માલ ઉપર અનુભવે જેમની વચ્ચે તે રહેતો હોય. તેમની સેવા કરે તો એમ સમજીને કરે કે તેમનો હક્ક અદા કરી રહ્યો છે, એમ નહીં કે ઉપકારનો બોજો તેમની ઉપર લાદી રહ્યો છે. જો કોઈની સેવા કરવા માટે અસમર્થ હોય તો તેની માફી માગે અને ખુદા પાસે તેની કૃપા માગે કે જેથી તે લોકોની સેવા કરવાને લાયક બને.

ઇસ્લામી કાયદાની આ કલમો ફક્ત વ્યક્તિગત નીતિમત્તાનું જ શિક્ષણ ન હતી બલકે ભવિષ્યમાં મદીનાના સમાજ અને રાજ્યમાં આમના જ આધારે વાજિબ સદ્કાઓ અને સ્વૈચ્છિક સદ્કાઓના હુકમો આપવામાં આવ્યાં, વસિયત અને વારસો તથા વકફની પદ્ધતિઓ નક્કી કરવામાં આવી, અનાથોના હક્કોના રક્ષણની જોગવાઈઓ કરવામાં આવી, દરેક વસ્તી ઉપર મુસાફરનો એ હક્ક કાયમી બનાવી દેવામાં આવ્યો કે ઓછોમાં ઓછા ત્રણ દિવસ સુધી તેની મહેમાનગતિ કરવામાં આવે, અને પછી આની સાથે જ સમાજની નૈતિક વ્યવસ્થાને વ્યવહારમાં એવી સક્રિય કરવામાં આવી કે સમસ્ત સામાજિક વાતાવરણમાં ઉદારતા, હમદર્દી અને સહયોગનો આત્મા સંચાલિત થઈ ગયો, એટલે સુધી કે લોકો આપમેળે કાનૂની ફરજો ઉપરાંત એ નૈતિક ફરજોને પણ સમજવા અને અદા કરવા લાગ્યાં જેમને ન તો કાનૂનના જોરે માગી શકાય છે ન તો અપાવડાવી શકાય છે.

(૨૯) હાથ બાંધવાં એ કંજૂસાઈ માટેનું રૂપક છે અને ખુલ્લાં છોડી દેવાનો અર્થ છે ખોટો ખર્ચ. કલમ ૪ની સાથે કલમ ૬ના આ કથનને જોડીને વાંચવાથી આશય સ્પષ્ટ રીતે આ દેખાઈ આવે છે કે લોકોમાં એટલું સમતોલન હોવું જોઈએ કે તેઓ ન તો કંજૂસ બનીને નાણાના પ્રવાહને અટકાવે ન તો ખોટો ખર્ચ કરનાર બનીને પોતાની આર્થિક તાકાતને વેડફે. આનાથી ઊલટું, તેમની અંદર સમતોલનની એવી સાચી સમજ હોવી જોઈએ કે તેઓ યોગ્ય ખર્ચથી દૂર પણ ન રહે અને અયોગ્ય ખર્ચની બૂરાઈઓમાં પડે પણ નહીં. ગર્વ અને દેખાડા માટે કરાતો ખર્ચ, વૈભવવિલાસ અને ગુનાના કામો પાછળ ખર્ચ, અને એવાં તમામ ખર્ચા જે માણસની સાચી જરૂરિયાતો તથા ઉપયોગી કામોમાં ખર્ચવાને બદલે માલને ખોટા રસ્તામાં વહેવડાવી દે, હકીકતમાં આ તમામ ખુદાની નિયામતનો ઇનકાર છે. જે લોકો આવી રીતે પોતાનો પૈસો વાપરે છે તેઓ શેતાનના ભાઈ છે.

આ કાનૂની જોગવાઈઓ પણ માત્ર નૈતિક શિક્ષણ અને વ્યક્તિગત સૂચનાઓ સુધી મર્યાદિત નથી બલકે




وَ يَقْدِرُ ؕ اِنَّهٗ كَانَ بِعِبَادِهٖ خَبِيْرًۢا بَصِيْرًا ﴿۳۰﴾ وَ لَا تَقْتُلُوْۤا
اَوْلَادَكُمْ خَشْيَةَ اِمْلَاقٍ ؕ نَحْنُ نَرْزُقُهُمْ وَ اِيَّاكُمْ ؕ

**સંકુચિત કરી દે છે. તે તેના બંદાઓની હાલતથી સુમાહિતગાર છે અને તેમને જોઈ રહ્યો છે.[૩૦] (રુકૂઅ ૩)**
**(૭) તમારી સંતાનની ગરીબીના ભયથી હત્યા ન કરો. અમે તેમને પણ રોજી આપીશું અને તમને પણ.**

સ્પષ્ટપણે એ વાત તરફ ઈશારો કરી રહી છે કે કોઈ પણ સદાચારી સમાજને નૈતિક શિક્ષણ, સામાજિક દબાણ અને કાયદાના બંધનો વડે ખોટી રીતે પૈસો ખર્ચ કરવાથી અટકાવવો જોઈએ. એટલા માટે આગળ જતાં મદીનાના રાજયમાં આ બન્ને જોગવાઈઓના આશયનું સાચું રૂપાંતર અલગ અલગ અમલી પદ્ધતિઓ દ્વારા કરવામાં આવ્યું. એક તરફ ખોટાં ખર્ચ અને ભોગવિલાસના અનેક રૂપોને કાનૂની રીતે પ્રતિબંધિત ઠરાવવામાં આવ્યાં અને બીજી તરફ પરોક્ષ રીતે કાનૂની ઉપાયો વડે અયોગ્ય રીતે પૈસાના ખર્ચ ઉપર રોક લગાવવામાં આવી. ત્રીજી તરફ સામાજિક સુધારણા દ્વારા એવી અનેક રીતરસમોને સમાપ્ત કરવામાં આવી જેમાં ખોટા ખર્ચા કરવામાં આવતા હતાં. ત્યાર પછી રાજયને આ સત્તાઓ આપવામાં આવી કે ઉડાઊ ખર્ચાના સ્પષ્ટ પ્રકારોને તેના વહીવટી હુકમો વડે અટકાવી દે. આવી જ રીતે ઝકાત અને સદ્કાના હુકમો વડે કંજૂસાઈનું જોર પણ તોડવામાં આવ્યું અને આ વાતની કોઈ શક્યતા બાકી રહેવા દીધી નહીં કે લોકો પૈસાનો સંગ્રહ કરીને પૈસાને ફરતો રહેવાથી રોકી દે. આ ઉપાયો ઉપરાંત સમાજમાં એક એવો જનમત પેદા કરવામાં આવ્યો જે ઉદારતા અને ખોટા ખર્ચ વચ્ચેનો ભેદ જાણતો હતો અને કંજૂસાઈ અને સમતોલન વચ્ચે બરાબર વિવેક કરતો હતો. આ જનમતે કંજૂસ લોકોને અપમાનિત કર્યાં અને સમતોલ રીતે વર્તનારા લોકોને ઈજ્જતદાર બનાવી દીધાં. ખોટા ખર્ચાઓનું ખંડન કર્યું અને ઉદાર લોકોને સમસ્ત સમાજ દ્વારા સન્માનિત ઠરાવવામાં આવ્યાં. એ વખતની માનસિક અને નૈતિક કેળવણીની આ અસર આજ સુધી મુસ્લિમ સમાજમાં જોવા મળે છે કે મુસલમાનો જયાં પણ હોય કંજૂસ અને પૈસો સંઘરી રાખતા લોકોને ખરાબ ગણે છે અને સખી માણસ આજે પણ તેમની નજરમાં આદરને પાત્ર છે.

(૩૦) એટલે કે અલ્લાહતઆલાએ તેના બંદાઓની વચ્ચે રોજીની બક્ષિસમાં વધારો-ઓછાનો જે ભેદભાવ રાખ્યો છે, માણસ તેના લાભાલાભને સમજી શકતો નથી. એટલા માટે રોજીની વહેંચણીની કુદરતી વ્યવસ્થામાં માનવીને પોતાના ઘઢી કાઢેલાં ઉપાયો વડે હસ્તક્ષેપ કરવો જોઈએ નહીં. કુદરતી અસમાનતાને બનાવટી સમાનતામાં તબદીલ કરવી, અથવા આ અસમાનતાઓને કુદરતની હદોથી આગળ લઈ જઈને અન્યાયની હદ સુધી પહોંચાડી દેવી બન્ને જ બરાબર રીતે ખોટાં છે. કોઈ પણ સાચી આર્થિક વ્યવસ્થા એ જ છે જે ખુદાએ નક્કી કરેલી રોજીની વહેંચણીની પદ્ધતિની વધુ નજીક હોય.

આ કથનમાં કુદરતના કાનૂનના જે નિયમ તરફ માર્ગદર્શન આપવામાં આવ્યું હતું તેના કારણે મદીનાના સુધારણના કાર્યક્રમમાં આ વિચાર શરૂથી જ પ્રવેશી શક્યો નહીં કે રોજી તથા રોજીના સાધનોમાં ભેદભાવ તથા શ્રેષ્ઠતા પોતે જ એક બૂરાઈ છે જેને ખતમ કરવાની અને એક વર્ગવિહીન સમાજ ઊભું કરવાની કોઈ પણ પ્રમાણમાં જરૂરી હોય. આનાથી ઊલટું મદીનામાં માનવ સભ્યતાને સદાચારના આધારો ઉપર ઊભી

إِنَّ قَتْلَهُمْ كَانَ خِطْأً كَبِيرًا ﴿٣١﴾ وَلَا تَقْرَبُوا الزِّنَىٰ إِنَّهُ كَانَ فَاحِشَةً وَسَاءَ سَبِيلًا ﴿٣٢﴾

**હકીકતમાં તેમની હત્યા એક ભારે ભૂલ છે.**[૩૧]

**(૮) વ્યભિચારની નજીક ન ફરકો. તે ઘણું જ ખરાબ કૃત્ય છે અને ઘણો જ ખરાબ માર્ગ.**[૩૨]

કરવા માટે જે કાર્યપદ્ધતિ અપનાવવામાં આવી તે આ હતી કે અલ્લાહની કુદરતે મનુષ્યો વચ્ચે જે ભેદભાવ રાખ્યાં છે તેમને મૂળ કુદરતી હાલતમાં રહેવા દેવામાં આવે અને ઉપર આપેલી સૂચનાઓ પ્રમાણે સમાજની નીતિમત્તા, રહેણીકરણી અને અમલી કાયદાઓને એવી રીતે સુધારી દેવામાં આવે કે આર્થિક તફાવત અને ભેદભાવ કોઈ પણ અન્યાય અને જુલમનું કારણ બનવાને બદલે એ અસંખ્ય નૈતિક, રૂહાની તથા સાંસ્કૃતિક લાભો અને ફાયદાઓનું માધ્યમ બની જાય જેમની ખાતર જ વાસ્તવમાં સૃષ્ટિના સર્જનહારે તેના બંદાઓ વચ્ચે આ ભેદભાવ અને ફરક રાખ્યો છે.

(૩૧) આ આયત એ આર્થિક આધારોને સંપૂર્ણપણે ધ્વસ્ત કરી દે છે જેમની ઉપર પ્રાચીન યુગથી આજ સુધી અલગ અલગ યુગોમાં કુટુંબ નિયોજનનું આંદોલન ઊભું થતું રહ્યું છે. ગરીબીનો ડર પ્રાચીન સમયમાં બાળહત્યા અને ગર્ભપાતનું ચાલકબળ રહેવું હતું અને આજે તે એક ત્રીજા ઉપાય એટલે કે ગર્ભનિરોધ તરફ દુનિયાને ધકેલી રહ્યું છે. પરંતુ ઇસ્લામી કાયદાની આ જોગવાઈ માનવીને આદેશ આપે છે કે તે ખાનારાઓની સંખ્યા ઘટાડવાના વિનાશક પ્રયાસ છોડીને એ સર્જનાત્મક પ્રયાસોમાં પોતાની શક્તિઓ અને લાયકાતોને કામે લગાડે જેનાથી અલ્લાહના બનાવેલા કુદરતી કાનૂન પ્રમાણે રોજીમાં વૃદ્ધિ થતી હોય છે. આ જોગવાઈની રૂએ આ વાત માનવીની મોટી ભૂલોમાંથી એક ભૂલ છે કે તે વારંવાર આર્થિક સાધનોની તંગીના ડરથી વંશવૃદ્ધિના સિલસિલાને અટકાવવા માટે તૈયાર થઈ જાય છે. આ આયત માનવીને ચેતવે છે કે રોજી પહોંચાડવાની વ્યવસ્થા તારા હાથમાં નથી બલકે એ ખુદાના હાથમાં છે જેણે તને આ પૃથ્વી ઉપર વસાવ્યો છે. જેવી રીતે તે અગાઉ આવનારા લોકોને રોજી આપતો રહ્યો છે, પાછળથી આવનારા લોકોને પણ આપશે. ઇતિહાસનો અનુભવ પણ આ જ દર્શાવે છે કે દુનિયાના જુદા જુદા દેશોમાં ખાનારાઓની વસ્તી જેટલી વધતી ગઈ છે એટલાં જ, બલકે ઘણીવાર એનાથી પણ મોટા પ્રમાણમાં, આર્થિક સાધનો વિકસતા ગયાં છે. એટલા માટે ખુદાની સર્જનાત્મક વ્યવસ્થામાં માનવીની અયોગ્ય હસ્તક્ષેપ મૂર્ખામી સિવાય કંઈ નથી.

આ આ જ શિક્ષણનું પરિણામ છે કે કુર્આનના ઊતરાણકાળથી લઈને આજ સુધી કોઈ પણ કાળમાં પણ મુસલમાનોની અંદર વંશહત્યાનું કોઈ આમ વલણ પેદા થવા પામ્યું નથી.

(૩૨) "વ્યભિચારની નજીક ન ફરકો" આ હુકમની સંબોધિત વ્યક્તિઓ પણ છે અને સામુહિક રીતે સમાજ પણ. લોકોના માટે આ હુકમનો અર્થ આ છે કે તેઓ માત્ર વ્યભિચારના કૃત્યથી બચવા ઉપર જ સંતોષ ન માને બલકે વ્યભિચાર પહેલાના પગલાં અને તેના એ આરંભિક ચાલકબળોથી પણ દૂર રહે જે આ રસ્તા તરફ લઈ જાય છે. જો સમાજની વાત કરીએ તો આ હુકમની રૂએ તેનું આ કર્તવ્ય છે કે તે સામાજિક જીવનમાં

وَلَا تَقْتُلُوا النَّفْسَ الَّتِيْ حَرَّمَ اللّٰهُ اِلَّا بِالْحَقِّ ؕ وَمَنْ قُتِلَ
مَظْلُوْمًا فَقَدْ جَعَلْنَا لِوَلِيِّهٖ سُلْطٰنًا فَلَا يُسْرِفْ فِّي

**(૯) માનવહત્યા ન કરો જેને અલ્લાહે હરામ કરી છે[૩૩] સિવાય કે ન્યાયપૂર્વક.[૩૪] અને જે માણસને જુલમપૂર્વક મારી નાખવામાં આવ્યો હોય તેના વાલીને અમે કિસાસની માગણી કરવાનો અધિકાર આપ્યો છે.[૩૫] તેથી તેણે હત્યામાં હદથી આગળ**

વ્યભિચાર અને વ્યભિચાર તરફ લઈ જતાં ચાલકબળો અને વ્યભિચારના કારણોને નાબૂદ કરે, અને આના માટે કાનૂન વડે, શિક્ષણ અને કેળવણી વડે, સામાજિક માહોલની સુધારણા વડે, સામાજિક જીવનના યોગ્ય ઘડતર વડે, અને બીજા તમામ અસરકારક પગલાંઓ વડે કાર્યવાહી કરે.

આ જોગવાઈ આગળ જતાં ઈસ્લામી જીવનવ્યવસ્થાના એક વિસ્તૃત પ્રકરણનો પાયો બની. આના ઈરાદા પ્રમાણે વ્યભિચાર અને વ્યભિચારના આક્ષેપને ફોજદારી ગુનો ઠરાવવામાં આવ્યાં, પડદાના હુકમો લાગુ કરવામાં આવ્યાં, નિર્લજ્જતાની પ્રચાર-પ્રસારને સખતાઈપૂર્વક અટકાવી દેવામાં આવ્યાં, દારૂ, સંગીત, નૃત્ય તથા ચિત્રો ઉપર (જે વ્યભિચારના સૌથી નજીકના સગાં છે) બંધનો મૂકવામાં આવ્યાં, અને એક એવો કૌટુંબિક કાનૂન બનાવવામાં આવ્યો જેનાથી લગ્ન સરળ બની ગયું અને વ્યભિચારના સામાજિક કારણોના મૂળ કપાઈ ગયાં.

(૩૩) માનવહત્યાનો અર્થ માત્ર બીજા માણસની જ હત્યા નથી, બલકે પોતાની જાતની હત્યા કરવી પણ છે. એટલા માટે કે જીવ કે જેને અલ્લાહે આદરણીય ઠેરવ્યું છે, તેની વ્યાખ્યામાં બીજા જીવોની જેમ માનવીનો પોતાનો જીવ પણ સામેલ છે. તેથી જેટલો મોટો અપરાધ તથા ગુનો માનવહત્યાનો છે એટલો જ મોટો અપરાધ અને ગુનો આત્મહત્યા પણ છે. માણસની મોટી ગેરસમજોમાંથી એક આ પણ છે કે તે પોતાને પોતાના જીવનો માલિક અને પોતાની આ સંપત્તિને પોતાના અધિકાર સાથે હાનિ પહોંચાડવાનો હક્કદાર માને છે. જો કે આ જીવ અલ્લાહની સંપત્તિ છે અને આપણને તેને હાનિ પહોંચાડવી તો દૂરની વાત છે, તેનો ખોટી રીતે ઉપયોગ કરવાનો અધિકાર પણ ધરાવતાં નથી. દુનિયાના આ પરીક્ષાખંડમાં અલ્લાહતઆલા જેવી રીતે પણ આપણી પરીક્ષા લે એ જ રીતે આપણે છેવટની ક્ષણ સુધી પરીક્ષા આપતા રહેવું જોઈએ, ભલે પછી પરીક્ષાના સંજોગો સારા હોય કે ખરાબ. અલ્લાહે આપેલા સમયને ઈરાદાપૂર્વક સમાપ્ત કરીને પરીક્ષાખંડમાંથી ભાગી નીકળવાનો પ્રયાસ પોતે જ એક ખોટું કામ છે ત્યારે આ પલાયન જે એક એવા મોટા ગુના દ્વારા કરવામાં આવે જેને અલ્લાહે સ્પષ્ટ શબ્દોમાં પ્રતિબંધિત ઠેરવી દીધો છે આનો સવાલ જ ઊભો થતો નથી. આનો બીજો અર્થ આ છે કે માણસ દુનિયાની નાની નાની તકલીફો અને અપમાનો તથા બદનામીઓથી બચીને વધુ મોટી અને કાયમી તકલીફ અને બદનામીની તરફ પલાયન કરે છે.

(૩૪) પાછળથી ઈસ્લામી કાયદાએ કાયદેસરની હત્યાને માત્ર પાંચ સંજોગોમાં મર્યાદિત કરી દીધીઃ એક ઈરાદાપૂર્વકની હત્યાના અપરાધી પાસેથી બદલાના રૂપમાં કિસાસ. બે, સત્યદીનના રસ્તામાં અવરોધ ઊભા કરનારાઓની સામે યુદ્ધ. ત્રણ, ઈસ્લામી રાજયવ્યવસ્થાને ઉથલાવવાનો પ્રયાસ કરનારા લોકોને સજા.

الْقَتْلِ ؕ اِنَّهٗ كَانَ مَنْصُوْرًا ۝۳۳ وَ لَا تَقْرَبُوْا مَالَ الْيَتِيْمِ اِلَّا
بِالَّتِيْ هِيَ اَحْسَنُ حَتّٰى يَبْلُغَ اَشُدَّهٗ ۪ وَ اَوْفُوْا بِالْعَهْدِ ۚ اِنَّ
الْعَهْدَ كَانَ مَسْـُٔوْلًا ۝۳۴ وَ اَوْفُوا الْكَيْلَ اِذَا كِلْتُمْ وَ زِنُوْا
بِالْقِسْطَاسِ الْمُسْتَقِيْمِ ؕ ذٰلِكَ خَيْرٌ وَّ اَحْسَنُ تَاْوِيْلًا ۝۳۵

**ન વધે,[૩૬] તેની મદદ કરવામાં આવશે.[૩૭]**

**(૧૦) અનાથના માલની નજીક ન ફરકો પરંતુ ઉત્તમ રીતે, અહીં સુધી કે તે તેની યુવાવસ્થાએ પહોંચી જાય.[૩૮]**

**(૧૧) વાયદાનું પાલન કરો, નિઃશંક વાયદા વિષે તમારે જવાબ આપવો પડશે.[૩૯]**

**(૧૨) માપિયા વડે આપો ત્યારે પૂરું ભરીને આપો, અને તોલો તો સાચા ત્રાજવાથી તોલો,[૪૦] આ સારી રીત છે અને પરિણામની દૃષ્ટિએ પણ આ જ બહેતર છે.[૪૧]**

ચાર, પરિણિત પુરૂષ અથવા સ્ત્રીને વ્યભિચારની સજા. પાંચ, ઈસ્લામને ત્યજી દેવાની સજા. માત્ર આ જ પાંચ સંજોગો છે જેમાં માનવજીવનો આદર દૂર થઈ જાય છે અને તેની હત્યા કરવી કાયદેસર થઈ જાય છે.

(૩૫) આયતમાં શબ્દો આ છે "તેના વાલીને અમે સુલતાન એનાયત કર્યું છે." સુલતાનનો અર્થ અહીં "હુજ્જત (દલીલ)" છે જેના આધારે તે કિસાસ (વળતર)ની માગણી કરી શકે છે. આમાંથી ઈસ્લામી કાનૂનનો આ નિયમ નીકળે છે કે હત્યાના કેસમાં અસલ વાદી રાજય નથી બલકે હત્યા પામેલી વ્યક્તિના વાલીવારસ છે, અને તેઓ હત્યારાને માફ કરવા તથા કિસાસના બદલે લોહીની કિંમત (ખૂંબહા-Blood money)લેવા માટે રાજી થઈ શકે છે.

(૩૬) હત્યામાં હદથી આગળ વધવાના અનેક પ્રકાર હોઈ શકે છે અને એ તમામની મનાઈ છે. દા.ત. બદલો લેવાના ઝનૂનમાં અપરાધી ઉપરાંત અન્ય લોકોની હત્યા કરવી, અથવા અપરાધીને પીડા આપી આપીને મારવો, અથવા મારી નાખ્યા પછી તેના શબ ઉપર ગુસ્સો ઠાલવવો, અથવા લોહીની કિંમત લઈ લીધા પછી ફરી તેની હત્યા કરવી વગેરે.

(૩૭) કેમ કે એ સમય સુધી ઈસ્લામી રાજ્ય સ્થપાયું ન હતું એટલા માટે આ વાતને સ્પષ્ટ કરવામાં ન આવી કે તેની મદદ કોણ કરશે. પાછળથી જ્યારે ઈસ્લામી રાજયની સ્થાપના થઈ ગઈ ત્યારે આ નક્કી કરી દેવામાં આવ્યું કે તેની મદદ કરવી તેના કુટુંબ-કબીલા અથવા તેના ટેકેદારોનું કામ નથી બલકે ઈસ્લામી રાજય તથા તેની અદાલતી વ્યવસ્થાનું કામ છે. કોઈપણ માણસ અથવા જૂથ પોતાની રીતે હત્યાનો બદલો લેવાનો અધિકાર ધરાવતો નથી પરંતુ આ હોદ્દો ઈસ્લામી રાજયને પ્રાપ્ત થયેલો છે કે ન્યાય મેળવવા માટે તેની પાસે મદદ માગવામાં આવે.

وَلَا تَقْفُ مَا لَيْسَ لَكَ بِهٖ عِلْمٌ ۚ إِنَّ السَّمْعَ وَالْبَصَرَ وَالْفُؤَادَ
كُلُّ أُولٰٓئِكَ كَانَ عَنْهُ مَسْئُوْلًا ﴿٣٦﴾ وَلَا تَمْشِ فِي الْأَرْضِ مَرَحًا ۚ
إِنَّكَ لَنْ تَخْرِقَ الْأَرْضَ وَلَنْ تَبْلُغَ الْجِبَالَ طُوْلًا ﴿٣٧﴾

---

**(૧૩) કોઈ એવી વસ્તુની પાછળ ન પડો જેનું તમને જ્ઞાન ન હોય. નિઃશંક આંખ, કાન અને હૃદય બધાની જ પૂછપરછ થવાની છે.[૪૨]**

**(૧૪) ધરતીમાં અક્કડ થઈને ન ચાલો, તમે ન તો ધરતીને ફાડી શકો છો, ન તો પર્વતોની ઊંચાઈએ પહોંચી શકો છો.[૪૩]**

---

(૩૮) આ પણ માત્ર એક નૈતિક આદેશ ન હતો બલકે આગળ જતાં જયારે ઇસ્લામી રાજયની સ્થાપના થઈ ગઈ ત્યારે અનાથ બાળકોના અધિકારોના રક્ષણ માટે વહીવટી અને કાનૂની બન્ને પ્રકારના પગલાં લેવામાં આવ્યાં જેમની વિગતો આપણને હદીસ અને કાનૂનના પુસ્તકોમાં મળે છે. બીજું, આમાંથી જ આ વ્યાપક નિયમ લેવામાં આવ્યો કે ઇસ્લામી રાજય પોતાના એ તમામ નાગરિકોનો હિતરક્ષક છે જે તેમના હિતનું રક્ષણ પોતે કરવા માટે અસમર્થ હોય. નબી સ.અ.વ.નું કથન أَنَا وَلِيُّ مَنْ لَّا وَلِيَّ لَهُ (હું એ દરેક માણસનો વાલી છું જેનો કોઈ વાલી ન હોય) આની જ તરફ ઇશારો કરે છે, અને આ ઇસ્લામી કાનૂનના એક બહોળા પ્રકરણનો આધાર છે.

(૩૯) આ પણ માત્ર વ્યક્તિગત નીતિમત્તાની જ એક જોગવાઈ ન હતી બલકે જયારે ઇસ્લામી રાજયની સ્થાપના થઈ ગઈ ત્યારે આને જ સમગ્ર રાષ્ટ્રની આંતરિક અને વિદેશ રાજનીતિનો પાયો બનાવવામાં આવી.

(૪૦) આ આદેશ પણ માત્ર વ્યક્તિઓના પરસ્પરના મામલાઓ સુધી મર્યાદિત ન રહ્યો બલકે ઇસ્લામી રાજયની સ્થાપના પછી આ વાત રાજયની ફરજોમાં દાખલ કરી દેવામાં આવી કે તે હાટ અને બજારોમાં તોલમાપની દેખરેખ રાખે અને ઓછું તોલવાના ગુનાને બળપૂર્વક ડામી દે. આ ઉપરાંત આમાંથી જ એ બહોળો નિયમ પણ લેવામાં આવ્યો કે વેપાર અને આર્થિક લેવડ દેવડમાં દરેક પ્રકારની અપ્રમાણિકતાઓ અને હક્ક પડાવી લેવાની વૃત્તિને અટકાવવી તે રાજયની ફરજોમાંથી છે.

(૪૧) એટલે કે દુનિયામાં પણ અને આખિરતમાં પણ. દુનિયામાં આનું પરિણામ એટલા માટે સારૂં છે કે આનાથી પરસ્પર વિશ્વાસ સ્થપાય છે, વેચનાર અને ખરીદનાર બન્ને એક બીજા ઉપર ભરોસો કરે છે, અને આ વસ્તુ છેવટે વેપારની વૃદ્ધિ અને સાર્વજનિક સમૃદ્ધિનું કારણ સાબિત થાય છે. હવે આખિરતની વાત કરીએ તો ત્યાં સારા પરિણામનો સમગ્ર આધાર જ ઈમાન અને ખુદાના ખોફ ઉપર છે.

(૪૨) આ જોગવાઈનો આશય આ છે કે લોકો તેમના વ્યક્તિગત અને સામાજિક જીવનમાં અનુમાન અને કલ્પનાને બદલે ''માહિતી'' ને અનુસરે. ઇસ્લામી સમાજમાં આ આશયનો અમલ મોટા પાયે નીતિમત્તામાં, કાયદામાં, રાજનીતિ અને રાજયવહીવટમાં, વિદ્યાઓ અને કળાઓમાં તથા શિક્ષણ વ્યવસ્થામાં, એટલે કે જીવનના દરેક ક્ષેત્રમાં કરવામાં આવ્યો અને એ અસંખ્ય ખરાબીઓથી આચાર અને વિચારસરણીને

كُلُّ ذٰلِكَ كَانَ سَيِّئُهٗ عِنْدَ رَبِّكَ مَكْرُوْهًا ﴿٣٨﴾ ذٰلِكَ مِمَّاۤ
اَوْحٰۤى اِلَيْكَ رَبُّكَ مِنَ الْحِكْمَةِ ؕ وَ لَا تَجْعَلْ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ
فَتُلْقٰى فِىْ جَهَنَّمَ مَلُوْمًا مَّدْحُوْرًا ﴿٣٩﴾ اَفَاَصْفٰىكُمْ رَبُّكُمْ بِالْبَنِيْنَ
وَ اتَّخَذَ مِنَ الْمَلٰٓئِكَةِ اِنَاثًا ؕ اِنَّكُمْ لَتَقُوْلُوْنَ قَوْلًا عَظِيْمًا ﴿٤٠﴾




**આ કામોમાંથી દરેકનું ખરાબ પાસું તારા માલિકની નજીક અણગમતું[૪૪] છે. આ એ ડહાપણની વાતો છે જે તારા માલિકે તારી ઉપર વહી કરી છે.**

**અને જો ! અલ્લાહની સાથે બીજો કોઈ ખૂદા બનાવી ન બેસ નહીં તો તને જહન્નમમાં નાખી દેવામાં આવશે ધિક્કાર પામેલો અને દરેક ભલાઈથી વંચિત થઈને[૪૫] —— કેવી વિચિત્ર વાત છે કે તમારા માલિકે તો તમને પુત્રો વડે નવાજ્યાં અને ખુદ પોતાના માટે ફરિશ્તાઓને પુત્રીઓ બનાવી લીધી ?[૪૬] ભારે જૂઠ્ઠી વાત છે જે તમે લોકો તમારા જીભોથી બોલો છો. (રુકૂઅ ૪)**

સુરક્ષિત કરી દેવામાં આવ્યાં જે માહિતીને બદલે અનુમાનનું અનુસરણ કરવાથી માનવજીવનમાં પેદા થાય છે. નીતિમત્તામાં આદેશ આપવામાં આવ્યો કે ખોટા અનુમાન કરવાથી બચો અને કોઈ વ્યક્તિ અથવા જૂથ ઉપર તપાસ કર્યા વિના કોઈ આક્ષેપ ન મૂકો. કાયદામાં આ કાયમી નિયમ નક્કી કરી દેવામાં આવ્યો કે માત્ર શંકાના કારણે કોઈની વિરૂદ્ધ કોઈ કાર્યવાહી કરવામાં ન આવે. અપરાધની તપાસમાં આ નિયમ નક્કી કરવામાં આવ્યો કે અનુમાન ઉપર આધાર રાખીને કોઈની ધરપકડ કરવી અને મારઝૂડ કરવી અથવા જેલમાં નાખી દેવો તદ્દન ગેરકાનૂની છે. અન્ય કોમોની સાથે વર્તનની બાબતમાં આ નીતિ નક્કી કરી દેવામાં આવી કે તપાસ કર્યા વિના કોઈની વિરૂદ્ધ કોઈ પગલું લેવામાં આવે નહીં તેમજ માત્ર શંકાઓના આધારે અફવાઓ ફેલાવવામાં આવે નહીં. શિક્ષણવ્યવસ્થામાં પણ એ કહેવાતી વિદ્યાઓને નાપસંદ કરવામાં આવી જે માત્ર કલ્પના અને અંદાજો તથા નિરર્થક કલ્પનાઓ ઉપર આધારિત છે. અને સૌથી વધારે તો આ કે અકીદાઓમાં અંધશ્રદ્ધાઓનું મૂળ કાપી નાખવામાં આવ્યું અને ઈમાન લાવનારા લોકોને આ શિખવાડવામાં આવ્યું કે માત્ર એ જ વસ્તુને માને કે જે ખુદા અને પયગમ્બરના આપેલા જ્ઞાનની રૂએ પુરવાર થયેલી હોય.

(૪૩) આનો અર્થ આ છે કે બળજબરી કરનારાઓ અને ઘમંડી લોકોનો રસ્તો અપનાવવાથી બચો. આ આદેશ પણ વ્યક્તિગત કાર્યપદ્ધતિ અને રાષ્ટ્રીય કાર્યપદ્ધતિ બન્નેને સમાન રીતે આવરી લે છે. અને આ જ આદેશને આ વાતનું શ્રેય જાય છે કે મદીનામાં જે રાજ્ય આ બંધારણ ઉપર રચાયું તેના શાસકો, ગર્વનરો અને સેનાપતિઓના જીવનમાં બળજબરી અને મોટાઈનો અંશ પણ જોવા મળતો ન હતો. એટલે સુધી કે યુદ્ધની સ્થિતિ હોય ત્યારે પણ કયારેય તેમના મોઢેથી ઘમંડની કોઈ વાત નીકળી નહીં. તેમનું ઊઠવુંબેસવું, હલનચલન, પોશાક, ઘર, વાહન અને સામાન્ય વ્યવહારમાં નમ્રતા જ નહીં બલકે ફકીરી અને દુર્વેશી જોવા મળતી હતી અને

وَ لَقَدْ صَرَّفْنَا فِیْ هٰذَا الْقُرْاٰنِ لِیَذَّكَّرُوْا ؕ وَ مَا یَزِیْدُهُمْ اِلَّا
نُفُوْرًا ﴿۴۱﴾ قُلْ لَّوْ كَانَ مَعَهٗۤ اٰلِهَةٌ كَمَا یَقُوْلُوْنَ اِذًا لَّابْتَغَوْا
اِلٰی ذِی الْعَرْشِ سَبِیْلًا ﴿۴۲﴾ سُبْحٰنَهٗ وَ تَعٰلٰی عَمَّا یَقُوْلُوْنَ
عُلُوًّا كَبِیْرًا ﴿۴۳﴾ تُسَبِّحُ لَهُ السَّمٰوٰتُ السَّبْعُ وَ الْاَرْضُ

**અમે આ કુર્આનમાં વિવિધ રીત લોકોને સમજાવ્યાં કે ભાનમાં આવે, પરંતુ તેઓ સત્યથી હજી વધારે દૂર જ ભાગતા જઈ રહ્યાં છે. હે મુહમ્મદ, આમને કહો કે જો અલ્લાહની સાથે બીજાં ખુદા પણ હોત, જેમ કે આ લોકો કહે છે, તો તેઓ અર્શના માલિકના મુકામે પહોંચવાનો જરૂર પ્રયાસ[૪૭] કરત. પાક છે તે તથા ઉચ્ચ અને પર છે એ વાતોથી જે આ લોકો કહી રહ્યાં છે. તેની પાકી તો સાતે આકાશો અને ધરતી અને એ તમામ**

જયારે તેઓ વિજેતાની હેસિયતથી કોઈ શહેરમાં દાખલ થતા હતાં એ વખતે પણ અકડાઈ અને ઘમંડ વડે કયારેય રોફ બેસાડવાનો પ્રયાસ કરતા ન હતાં.

(૪૪) એટલે કે આમાંથી જે કોઈ વસ્તુ પ્રતિબંધિત છે તેનું કરવું અલ્લાહને પસંદ નથી, અથવા બીજા શબ્દોમાં જે પણ હુકમનું ઉલ્લંઘન કરવામાં આવે તે અણગતું છે.

(૪૫) દેખીતી રીતે તો સંબોધન નબી સ.અ.વ.ને કરવામાં આવ્યું છે પરંતુ આવા પ્રસંગોએ અલ્લાહતઆલા તેના નબીને ઉદ્દેશીને જે વાત કહે છે તેનો અસલ સંબોધિત દરેક માણસ હોય છે.

(૪૬) સમજૂતી માટે જુઓ સૂરઃ નહ્‌લ, આયતો ૫૭ થી ૫૯ નોંધો સાથે.

(૪૭) એટલે કે તે પોતે સિંહાસનના માલિક બનવાનો પ્રયાસ કરત. એટલા માટે કે ખુદાઈમાં અમુક હસ્તીઓનું સામેલ હોવું બે સ્થિતિઓ વિનાનું ન હોઈ શકે. કાં તો તેઓ બધાં જ પોતપોતાની જગ્યાએ અલગ ખુદા હોય અથવા તો તેમનામાંથી એક અસલ ખુદા હોય અને બાકીના તેના બંદા હોય જેમને તેણે કેટલીક ખુદાઈ સત્તાઓ આપી રાખેલી હોય. પહેલી સ્થિતિમાં આ કોઈ રીતે શક્ય ન હતું કે આ બધાં જ સ્વતંત્ર અને સ્વાયત્ત ખુદાઓ હંમેશાં દરેક મામલામાં, એકબીજાના ઈરાદાઓ સાથે અનૂકુળતાઓ સાધીને આ અથાગ સૃષ્ટિની વ્યવસ્થાને આવા પૂર્ણ કક્ષાની એકસુત્રતા, સમાનતા, પ્રમાણ અને સમતોલનની સાથે ચલાવી શકત. તેમની યોજનાઓ અને ઈરાદાઓમાં ડગલેને પગલે ઘર્ષણ થવાનું જ હતું અને દરેક જણ પોતપોતાની ખુદાઈ બીજા ખુદાઓની અનુકૂળતાઓ વિના ચાલવી ન જોઈને આનો પ્રયાસ કરવાનો જ હતો કે જેથી તે એકલો જ સમગ્ર સૃષ્ટિનો માલિક બની જાય. હવે બીજી સ્થિતિ જોઈએ, તો બંદાની સમજ ખુદાઈ સત્તાઓ તો દૂરની વાત છે તે ખુદાઈનો જરાક વહેમ સુદ્ધાં રાખી શકતી નથી. જો કયાંક કોઈ મખ્લૂકની તરફેણમાં સહેજેય ખુદાઈ તબદીલ કરી દેવામાં આવી હોત તો તે ફુલાઈ જાત, થોડી ક્ષણો માટે પણ બંદો બનીને રહેવા માટે રાજી ન થાત અને તરત જ

وَمَنْ فِيهِنَّ ۚ وَإِنْ مِّنْ شَيْءٍ إِلَّا يُسَبِّحُ بِحَمْدِهٖ وَلٰكِنْ
لَّا تَفْقَهُوْنَ تَسْبِيْحَهُمْ ۗ إِنَّهٗ كَانَ حَلِيْمًا غَفُوْرًا ﴿٤٤﴾ وَإِذَا قَرَأْتَ
الْقُرْاٰنَ جَعَلْنَا بَيْنَكَ وَبَيْنَ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ حِجَابًا
مَّسْتُوْرًا ﴿٤٥﴾ وَّجَعَلْنَا عَلٰى قُلُوْبِهِمْ اَكِنَّةً اَنْ يَّفْقَهُوْهُ وَفِيْٓ اٰذَانِهِمْ

**વસ્તુઓ વર્ણવી રહી છે જે આકાશો અને ધરતીમાં છે.[૪૮] કોઈ વસ્તુ એવી નથી જે તેની પ્રશંસાની સાથે તેની પાકીનું વર્ણન ન કરી રહી હોય,[૪૯] પરંતુ તમે તેમની પાકીના વર્ણનને સમજતાં નથી. હકીકત આ છે કે તે ઘણો સહનશીલ અને દરગુજર કરનાર છે.[૫૦]**

**જ્યારે તમે કુર્આન વાંચો છો ત્યારે અમે તમારી અને આખિરત ઉપર ઈમાન નહીં લાવનારાંની વચ્ચે એક પડદો આડે નાખી દઈએ છીએ, અને તેમના દિલો ઉપર એવું ગલેફ ચઢાવી દઈએ છીએ કે તેઓ કશું નથી સમજતાં, અને તેમના કાનોમાં**

સમગ્ર દુનિયાનો માલિક બની જવાની ચિંતા શરૂ કરી દેત.

જે સૃષ્ટિમાં ઘઉંનો એક દાણો અને ઘાસનું એક તણખલું પણ ત્યાં સુધી પેદા થતું નથી જ્યાં સુધી ધરતી અને આકાશની તમામ શક્તિઓ ભેગી મળીને તેના માટે કામ ન કરે તેના વિષે માત્ર એક અત્યંત ઉતરતી કક્ષાનો અબૂધ અને કમઅક્કલ માણસ જ આ કલ્પી શકે કે તેનું સંચાલન એકથી વધારે સ્વાયત્ત અથવા અર્ધસ્વાયત્ત ખુદાઓ કરી રહ્યાં હશે. નહીં તો જેણે થોડું પણ આ વ્યવસ્થાની પ્રકૃતિને સમજવાનો પ્રયાસ કર્યો હોય તે આ પરિણામ ઉપર પહોંચ્યા વિના રહી શકતો નથી કે અહીં ખુદાઈ ફકત એકની જ છે અને તેની સાથે કોઈ પણ કક્ષાએ બીજા કોઈના ભાગીદાર હોવાની બિલકુલ શક્યતા નથી.

(૪૮) એટલે કે સમગ્ર સૃષ્ટિ અને તેની દરેક વસ્તુ તેના સંપૂર્ણ અસ્તિત્ત્વ વડે આ હકીકત માટે સાક્ષી આપી રહી છે કે જેણે તેને પેદા કરી છે અને જે તેના પાલનપોષણ અને દેખરેખની કામગીરી કરી રહ્યો છે તેની હસ્તી દરેક ખામી અને ક્ષતિથી પર છે, અને તે આ વસ્તુથી તદ્દન પાક છે કે ખુદાઈમાં બીજો કોઈ તેનો ભાગીદાર હોય.

(૪૯) પ્રશંસા સાથે પાકી વર્ણવવાનો અર્થ આ છે કે દરેક વસ્તુ ફકત તેના સર્જનહાર અને માલિક માટે તમામ ખામીઓ અને ક્ષતિઓ તથા નબળાઈઓથી પર હોવાની જાહેરાત કરી રહી છે બલકે આની સાથે તે તેના સર્વગુણ સંપન્ન અને તમામ પ્રશંસાઓના હક્કદાર હોવાનું પણ વર્ણન કરે છે. દરેકેદરેક વસ્તુ તેના સમગ્ર અસ્તિત્ત્વ દ્વારા આ દર્શાવી રહી છે કે તેનો નિર્માતા અને સંચાલક એ છે જેની ઉપર તમામ પૂર્ણતાઓ સમાપ્ત થઈ ગઈ છે અને પ્રશંસા જો છે તો માત્ર તેના જ માટે છે.

(૫૦) એટલે કે આ તેની સહનશીલતા અને તેની ક્ષમાશીલતા છે કે તમે તેની સમક્ષ સતત અનાદર ઉપર અનાદર કરતાં જાઓ છો, અને તેના માટે જાત જાતના ખોટાં આક્ષેપો ઘડો છો અને છતાં તે દરગુજર કર્યે

وَقْرًا ۭ وَ اِذَا ذَكَرْتَ رَبَّكَ فِي الْقُرْاٰنِ وَحْدَهٗ وَلَّوْا عَلٰٓي اَدْبَارِهِمْ

**ભાર પેદા કરી દઈએ છીએ.[૫૧] અને જ્યારે તમે કુર્આનમાં તમારા એક જ માલિકનો ઉલ્લેખ કરો છો ત્યારે તેઓ તિરસ્કારપૂર્વક મોઢું**

જાય છે. ન તો તેમની રોજી બંધ કરે છે, ન તો પોતાની નિયામતોથી તેમને વંચિત કરે છે, અને ન તો દરેક અનાદર કરનાર ઉપર તાત્કાલિક વીજળી પાડી દે છે. અને આ પણ તેની સહિષ્ણુતા અને તેના દરગુજરભર્યા વલણનો જ એક ચમત્કાર છે કે તે વ્યક્તિઓને પણ અને કોમોને પણ સમજવા અને સુધરી જવા માટે પૂરતી મહેતલ આપે છે, નબીઓ અને સુધારકો અને ધર્મ પ્રચારકોને તેમને સમજાવવા માટે તથા તેમને માર્ગદર્શન આપવા માટે વારંવાર ઊઠાવતો રહે છે, અને જે કોઈ તેની ભૂલને સમજીને સીધો માર્ગ અપનાવી લે તેની પાછલી ભૂલોને ક્ષમા કરી દે છે.

(૫૧) એટલે કે આખિરત ઉપર ઈમાન નહીં લાવવાનું આ કુદરતી પરિણામ છે કે માણસના દિલ ઉપર તાળાં લાગી જાય અને તેના કાન એ સંદેશ માટે બહેરાં થઈ જાય જે કુર્આન રજૂ કરે છે. દેખીતું છે કે કુર્આનનો તો સંદેશ જ આ પાયા ઉપર છે કે દુનિયાના જીવનના બાહ્ય રૂપથી છેતરાઓ નહીં. અહીં જો કોઈ હિસાબ લેનાર અને જવાબ માગનાર દેખાતો નથી તો આ ન માની બેસો કે તમે કોઈની સમક્ષ જવાબદાર છો જ નહીં. અહીં જો શિર્ક, નાસ્તિકતા, કુફ્ર, તૌહીદ, બધી જ વિચારધારાઓ મુક્તપણે અપનાવી શકાય છે, અને દુનિયાની દૃષ્ટિએ કોઈ ખાસ ફરક પડતો દેખાતો નથી, ત્યારે આ ન માની લો કે તેમના કોઈ અલગ અલગ ચોક્કસ પરિણામો છે જ નહીં. અહીં જો દુરાચાર અને આજ્ઞાપાલન તથા સંયમ, દરેક પ્રકારના વર્તન અપનાવી શકાતાં હોય અને વ્યવહારમાં આમાંથી કોઈ પણ વર્તનનું એક ચોક્કસ પરિણામ દેખાતું ન હોય તો આ ન માનો કે કોઈ અટલ નૈતિક કાનૂન સદંતર છે જ નહીં. હકીકતમાં હિસાબકિતાબ અને જવાબ આપવો બધું જ છે, પરંતુ તે મરી ગયા પછી બીજા જીવનમાં થશે. તૌહીદની વિચારધારા સત્ય અને બાકીની તમામ વિચારધારાઓ અસત્ય છે, પરંતુ તેમના સાચા અને અંતિમ પરિણામો મૃત્યુ પછીના જીવનમાં જાહેર થશે અને ત્યાં આ હકીકત ઉપરથી પડદો ઊઠશે જે આ દેખાતા પડદાની પાછળ છૂપાયેલી છે. એક અટલ નૈતિક કાનૂન જરૂર છે જે મુજબ દુરાચાર નુકસાનકારક છે અને આજ્ઞાપાલન ફાયદાકારક છે, પરંતુ આ કાનૂન પ્રમાણે અંતિમ અને છેવટના ફેંસલાં પણ પછીના જીવનમાં જ થશે. તેથી તમે દુનિયાના આ હંગામી જીવન ઉપર મોહિત ન થાઓ અને તેના શંકાસ્પદ પરિણામો ઉપર ભરોસો ન કરો, બલકે એ જવાબ ઉપર નજર રાખો જે તમારે છેવટે તમારા ખુદાની સામે આપવો પડશે, અને એ સાચું શ્રદ્ધામય અને નૈતિક વલણ અપનાવો જે તમને આખિરતની પરીક્ષામાં સફળતા અપાવે ―― આ છે કુર્આનનો સંદેશ. હવે આ એક તદ્દન મનોવૈજ્ઞાનિક સચ્ચાઈ છે કે જે માણસ મૂળમાંથી આખિરતને જ માનવા માટે તૈયાર નથી અને જેનો બધો જ ભરોસો આ જ દુનિયાના દેખીતા અને અનુભવી શકાતા અનુભવો ઉપર છે તે કયારેય કુર્આનના આ સંદેશને ધ્યાન આપવા યોગ્ય માને શકે નહીં. તેના કાનના પડદાથી તો આ અવાજ ટકરાઈને હંમેશાં પાછો જ આવશે, કયારેય હૃદય સુધી પહોંચવાનો માર્ગ પામશે નહીં. આ જ મનોવૈજ્ઞાનિક હકીકતને અલ્લાહતઆલા આ શબ્દોમાં વર્ણવે છે કે જે આખિરતને નથી માનતો, અમે તેના હૃદય અને તેના કાન કુર્આનના સંદેશ માટે બંધ કરી દઈએ છીએ. એટલે કે આ અમારો કુદરતી કાનૂન છે જે તેની ઉપર

نُفُورًا ﴿٤٦﴾ نَحْنُ أَعْلَمُ بِمَا يَسْتَمِعُونَ بِهِ إِذْ يَسْتَمِعُونَ إِلَيْكَ وَإِذْ هُمْ
نَجْوَىٰ إِذْ يَقُولُ الظَّالِمُونَ إِنْ تَتَّبِعُونَ إِلَّا رَجُلًا مَسْحُورًا ﴿٤٧﴾ انْظُرْ
كَيْفَ ضَرَبُوا لَكَ الْأَمْثَالَ فَضَلُّوا فَلَا يَسْتَطِيعُونَ سَبِيلًا ﴿٤٨﴾

**ફેરવી લે છે.[૫૨] અમે જાણીએ છીએ કે જ્યારે તેઓ કાન દઈને તમારી વાત સાંભળે છે ત્યારે હકીકતમાં શું સાંભળે છે, અને જ્યારે બેસીને અંદરોઅંદર કાનભંભેરણીઓ કરે છે ત્યારે શું કહે છે. આ જાલિમો એકબીજાને કહે છે કે આ તો એક વશીભૂત માણસ છે જેની પાછળ તમે લોકો જઈ રહ્યાં છો[૫૩] —— જુઓ, કેવી જૂઠ્ઠી વાતો છે જે આ લોકો તમારા માટે બોલે છે, તેઓ ભટકી ગયાં છે, આમને રસ્તો જડતો નથી.[૫૪]**

આવી રીતે લાગુ પડે છે.

અત્રે આ પણ ધ્યાનમાં રહે કે આ મક્કાના કાફિરોના પોતાના શબ્દો હતાં જેને અલ્લાહતઆલાએ તેમની તરફ પાછા વાળી દીધાં છે. સૂરઃ હામીમ સિજદહમાં તેમના આ શબ્દો નોંધવામાં આવ્યાં છે કે وَقَالُوا قُلُوبُنَا فِي أَكِنَّةٍ مِمَّا تَدْعُونَا إِلَيْهِ وَفِي آذَانِنَا وَقْرٌ وَمِنْ بَيْنِنَا وَبَيْنِكَ حِجَابٌ فَاعْمَلْ إِنَّنَا عَامِلُونَ (આયત ૫) એટલે કે તેઓ કહે છેઃ હે મુહમ્મદ(સ.અ.વ.) તું જે વસ્તુની તરફ અમને બોલાવે છે તેના માટે અમારાં હૃદય બંધ છે અને અમારાં કાન બહેરાં છે અને અમારી અને તારી વચ્ચે પડદો આડે આવી ગયો છે. તેથી તું તારું કામ કર અમે અમારું કામ કર્યે જઈએ છીએ.'' અહીં તેમનાં આ જ કથનનું ફરીથી પુનરાવર્તન કરીને અલ્લાહતઆલા આ દેખાડી રહ્યો છે કે આ કેફિયત કે જેને તમે તમારી ખૂબી માનીને વર્ણવી રહ્યાં છો તે તો હકીકતમાં એક ફિટકાર છે જે તમારા આખિરતના ઇનકારના કારણે બરાબર કુદરતી કાનૂન પ્રમાણે તમારી ઉપર પડી છે.

(૫૨) એટલે કે તેમને આ વાત સખત નાપસંદ છે કે તમે માત્ર અલ્લાહને જ માલિક ઠરાવો છો, તેમના બનાવેલા બીજાં ખુદાઓનો કોઈ ઉલ્લેખ નથી કરતાં. તેમને આવું દાતારપણું એક ક્ષણ માટે પણ ગમતું નથી કે માણસ માત્ર અલ્લાહ અલ્લાહનું જ રટણ કરતો રહે. ન તો બુઝુર્ગોના હસ્તક્ષેપનો કોઈ ઉલ્લેખ, ન તો સ્થાનકો દ્વારા ફાયદા પહોંચાડવાની વાતની કોઈ કબૂલાત, ન તો એ હસ્તીઓની સેવામાં કોઈ શ્રદ્ધાંજલિ કે જેમની ઉપર, તેમના મત પ્રમાણે, અલ્લાહે તેની ખુદાઈની સત્તાઓ વહેંચી દીધેલી છે. તેઓ કહે છે કે આ વિચિત્ર માણસ છે જેની નજીક ગેબનું જ્ઞાન છે તો ફક્ત અલ્લાહને, શક્તિ છે તો અલ્લાહની, ભોગવટાના અધિકારો અને સત્તાઓ છે તો માત્ર એક અલ્લાહના જ. તો શું આ અમારા સ્થાનકોમાં બિરાજતાં બુઝુર્ગો પણ કોઈ હેસિયત ધરાવે છે કે કેમ જેમના દરબારમાંથી અમને ઓલાદ મળે છે, રોગીઓને સ્વાસ્થ્ય મળે છે, કામધંધામાં પ્રગતિ થાય છે, અને જે માગો તે કામનાઓ પૂરી થાય છે. (વધુ સમજૂતી માટે જુઓ સૂરઃ ઝુમર, આયત ૪૫, નોંધ ક્રમાંક ૬૪)

(૫૩) અત્રે ઈશારો એ વાતો તરફ કરવામાં આવ્યો છે જે મક્કાના કાફિર સરદારો એકબીજા સાથે કરતા હતાં. તેઓ સંતાઈને કુર્આન સાંભળતાં અને પછી અંદરોઅંદર મસલત કરતા હતાં કે આનો તોડ કઈ રીતે

وَقَالُوْٓا ءَاِذَا كُنَّا عِظَامًا وَّرُفَاتًا ءَاِنَّا لَمَبْعُوْثُوْنَ خَلْقًا جَدِيْدًا ﴿٤٩﴾
قُلْ كُوْنُوْا حِجَارَةً اَوْ حَدِيْدًا ﴿٥٠﴾ اَوْ خَلْقًا مِّمَّا يَكْبُرُ فِيْ صُدُوْرِكُمْ ۚ
فَسَيَقُوْلُوْنَ مَنْ يُّعِيْدُنَا ؕ قُلِ الَّذِيْ فَطَرَكُمْ اَوَّلَ مَرَّةٍ ۚ فَسَيُنْغِضُوْنَ
اِلَيْكَ رُءُوْسَهُمْ وَيَقُوْلُوْنَ مَتٰى هُوَ ؕ قُلْ عَسٰٓى اَنْ يَّكُوْنَ قَرِيْبًا ﴿٥١﴾ يَوْمَ
રુકૂઅ ૫ يَدْعُوْكُمْ فَتَسْتَجِيْبُوْنَ بِحَمْدِهٖ وَتَظُنُّوْنَ اِنْ لَّبِثْتُمْ اِلَّا قَلِيْلًا ﴿٥٢﴾ ع

**તેઓ કહે છે ''જ્યારે અમે ફકત હાડકાં અને માટી થઈ જઈશું ત્યારે શું અમને નવેસરથી પેદા કરીને ઊઠાડવામાં આવશે?''—આમને કહો ''તમે પથ્થર કે લોખંડ પણ થઈ જાઓ, અથવા આના કરતાં પણ વધારે સખત કોઈ વસ્તુ જે તમારા મગજમાં જીવનસ્વીકારથી વધારે દૂર હોય'' (તો પણ તમે ઊઠીને રહેશો). તેઓ જરૂર પૂછશે ''કોણ છે એ જે અમને ફરીથી જીવન તરફ પાછા વાળી લાવશે?'' જવાબમાં કહો ''એ જ જેણે પહેલી વખતે તમને પેદા કર્યા.'' તેઓ માથાં ધુણાવી ધુણાવીને પૂછશે[૫૫] ''સારું, તો આ થશે ક્યારે?'' તમે કહો ''નવાઈની વાત નથી, એ સમય નજીક જ આવી પહોંચ્યો હોય. જે દિવસે તે તમને પોકારશે ત્યારે તમે તેનું પ્રશંસાગાન કરતાં તેની પોકારના જવાબમાં નીકળી આવશો અને ત્યારે તમારૂં અનુમાન એ વખતે આ હશે કે અમે બસ થોડીવાર જ આ હાલતમાં પડયા રહ્યાં છીએ.''[૫૬] (રુકૂઅ ૫)**

લાવવો. ઘણી વખત તેમને પોતાના જ માણસોમાંથી કોઈની ઉપર શંકા પણ થઈ જતી હતી કે આ માણસ કુર્આન સાંભળીને થોડોક પ્રભાવિત થઈ ગયો છે તેથી તેઓ બધાં મળીને તેને સમજાવતા હતાં કે અરે કોની વાતોમાં આવી રહ્યાં છો, આ માણસ તો સંમોહિત થયેલો છે, એટલે કે કોઈ દુશ્મને તેની ઉપર જાદુ કરી દીધેલો છે એટલા માટે મોંમાથા વગરની વાતો કરવા માંડયો છે.

(૫૪) એટલે કે આ તમારા વિષે કોઈ એક મત વ્યક્ત કરતાં નથી બલકે જુદા જુદા સમયે તદ્દન જુદી અને વિરોધાભાસી વાતો કહે છે. કયારેક કહે છે કે તમે પોતે જ જાદુગર છો, કયારેક કહે છે કે તમારી ઉપર કોઈએ જાદુ કરી દીધો છે, કયારેક કહે છે કે તમે કવિ છો, કયારેક કહે છે કે તમે પાગલ છો. તેમની આ વિરોધાભાસી વાતો પોતે એ વાતનો સબૂત છે કે આ લોકોને હકીકતની ખબર નથી, નહીં તો દેખીતું છે કે તેઓ દરરોજ એક નવી વાત ઉપજાવી કાઢવાને બદલે કોઈ એક જ ચોક્કસ મત જાહેર કરત. બીજું, આના ઉપરથી આ પણ જણાય છે કે તેઓ પોતે તેમના કોઈ કથન ઉપર પણ સંતુષ્ટ નથી. એક આક્ષેપ મૂકે છે. પછી તેમને પોતાને જ એમ લાગે છે કે આ લાગુ પડતું નથી. ત્યાર પછી બીજો આક્ષેપ મૂકે છે અને એ પણ લાગુ પડતો ન જોઈને એક ત્રીજો જ આક્ષેપ ઘડી

وَقُلْ لِّعِبَادِىْ يَقُوْلُوا الَّتِىْ هِىَ اَحْسَنُ ؕ اِنَّ الشَّيْطٰنَ يَنْزَغُ بَيْنَهُمْ ؕ
اِنَّ الشَّيْطٰنَ كَانَ لِلْاِنْسَانِ عَدُوًّا مُّبِيْنًا ۝٥٣ رَبُّكُمْ اَعْلَمُ بِكُمْ ؕ
اِنْ يَّشَاْ يَرْحَمْكُمْ اَوْ اِنْ يَّشَاْ يُعَذِّبْكُمْ ؕ وَمَآ اَرْسَلْنٰكَ عَلَيْهِمْ

**અને હે મુહમ્મદ, મારા બંદાઓને[૫૭] કહી દો કે જબાનથી વાત બોલે જે ઉત્તમ હોય.[૫૮] હકીકતમાં આ શેતાન છે જે મનુષ્યો વચ્ચે ઝઘડો ઊભો કરાવવાનો પ્રયત્ન કરે છે. વાસ્તવમાં શેતાન મનુષ્યનો ખુલ્લો દુશ્મન છે.[૫૯] તમારો માલિક તમારી હાલતથી વધારે વાકેફ છે, તે ઈચ્છે તો તમારી ઉપર દયા કરે અને ઈચ્છે તો તમને સજા આપી દે.[૬૦] અને હે નબી, અમે તમને લોકો ઉપર નીરિક્ષક બનાવીને નથી**

કાઢે છે. આવી રીતે તેમનો દરેક આક્ષેપ તેમના પહેલા આક્ષેપને રદ કરી દે છે અને આના ઉપરથી જણાય છે કે સચ્ચાઈ સાથે તેમને કોઈ સંબંધ નથી, માત્ર અદાવતના કારણે એક એકથી ચઢિયાતા જૂઠ ઘડી રહ્યાં છે.

(૫૫) اِنْغَاض ‘‘ઈન્ગાઝ’’નો અર્થ છે માથાને ઉપરથી નીચે અને નીચેથી ઉપરથી તરફ હલાવવું, જેવી રીતે આશ્ચર્ય વ્યક્ત કરવા માટે અથવા મજાક કરવા માટે માણસ કરે છે.

(૫૬) એટલે કે દુનિયામાં મરણના સમયથી લઈને કયામતમાં ઊભા થવાના સમય સુધીની મુદ્દત તમને થોડાક કલાકો કરતાં વધુ લાગશે નહીં. તમે એ વખતે એમ માનશો કે અમે થોડી વાર સૂતા પડેલા હતાં કે અચાનક મહેશરના આ ઘોંઘાટે અમને જગાડી દીધાં.

અને આ જે કહેવામાં આવ્યું કે તમે અલ્લાહની પ્રશંસા કરતાં કરતાં ઊભા થશો, તો આ એક મોટી હકીકતની તરફ એક સુક્ષ્મ ઈશારો છે. આનો અર્થ આ છે કે મોમિન અને કાફિર, દરેકની જીભે એ વખતે અલ્લાહની પ્રશંસા હશે. મોમિનની જીભે એટલા માટે કે પહેલા જીવનમાં તેની શ્રદ્ધા અને વિશ્વાસ તથા તેનું રટણ આ જ હતું અને કાફિરની જીભે એટલા માટે કે તેની પ્રકૃતિમાં આ જ વસ્તુ મૂકવામાં આવી હતી પરંતુ તેની મૂર્ખામીના કારણે તેણે તેની ઉપર પડદો નાખી દીધેલો હતો. હવે નવેસરથી જીવન મળતી વખતે બધા જ બનાવટી પડદાં દૂર થઈ જશે અને મૂળ પ્રકૃતિની ગવાહી સહજ રીતે તેની જીભે આવી જશે.

(૫૭) એટલે કે ઈમાનવાળા લોકોને.

(૫૮) એટલે કે કાફિરો અને મુશ્રિકો સાથે તેમજ તમારા દીનના વિરોધીઓ સાથે વાતચીત અને ચર્ચામાં ઉગ્ર ભાષા ન વાપરો તથા અતિશ્યોક્તિ ન કરો. વિરોધીઓ ભલે ગમે તેવી અણગમતી વાતો કરે મુસલમાનોએ કોઈ પણ સંજોગોમાં ન તો કોઈ વાત સત્યની વિરૂદ્ધ મોંમાંથી કાઢવી જોઈએ અને ન તો ગુસ્સામાં બેકાબૂ બનીને બેહુદી વાતનો જવાબ બેહુદી રીતે આપવો જોઈએ. તેમને ઠંડા કલેજે એ જ વાત કહેવી જોઈએ જે સાચી હોય અને તેમના સંદેશના દરજ્જાને અનુરૂપ હોય.

(૫૯) એટલે કે જયારે તમને વિરોધીઓની વાતનો જવાબ આપતી વખતે ગુસ્સાની આગ તમારી અંદર

وَكِيْلًا ﴿٥٤﴾ وَ رَبُّكَ اَعْلَمُ بِمَنْ فِي السَّمٰوٰتِ وَ الْاَرْضِ ؕ وَ لَقَدْ
فَضَّلْنَا بَعْضَ النَّبِيّٖنَ عَلٰى بَعْضٍ وَّ اٰتَيْنَا دَاوٗدَ زَبُوْرًا ﴿٥٥﴾

**મોકલ્યાં.**[૬૧]

**તારો માલિક આકાશો અને ધરતીની જીવસૃષ્ટિને વધારે જાણે છે. અમે કેટલાંક પયગમ્બરોને કેટલાંક કરતાં વધારે દરજ્જા આપ્યાં,**[૬૨] **અને અમે જ દાઊદને ઝબૂર આપી હતી.**[૬૩]

સળગતી અનુભવો, અને સહજ રીતે ઉશ્કેરાટ થતો જણાય ત્યારે તરત જ સમજી લો કે આ શેતાન જ છે જે તમને ઉશ્કેરી રહ્યો છે કે જેથી દીનનો સંદેશ પહોંચાડવાનું કામ બગડી જાય.તેનો પ્રયાસ આ છે કે તમે પણ તમારા વિરોધીઓની જેમ સુધારણાનું કામ છોડીને આ જ ઝઘડાં અને વિવાદોમાં પડી જાઓ જેમાં તે માનવજાતને વ્યસ્ત રાખવા માગે છે.

(૬૦) એટલે કે ઈમાનવાળાઓની જીભે કયારેય આવા દાવા આવવા જોઈએ નહીં કે અમે જન્નતવાળાં છીએ તથા ફલાણો માણસ અથવા ફલાણો વર્ગ દોજખી છે. આ વસ્તુનો ફેંસલો અલ્લાહના હાથમાં છે. એ જ બધાં મનુષ્યોના અંતર અને બાહ્ય તેમજ તેમના વર્તમાન અને ભાવિથી વાકેફ છે. તેને જ આ નિર્ણય કરવાનો છે કે કોની ઉપર કૃપા કરે અને કોને સજા આપે. માનવી નિયમ પ્રમાણે તો આવું જરૂર કહી શકે છે કે અલ્લાહની કિતાબની રૂએ કયા પ્રકારના માણસ કૃપાને પાત્ર છે અને કયા પ્રકારના માણસો સજાને પાત્ર. પરંતુ કોઈ પણ માણસને આ કહેવાનો અધિકાર નથી કે ફલાણા માણસને સજા આપવામાં આવશે અને ફલાણા માણસને માફી આપી દેવામાં આવશે.

આ શિખામણ લગભગ એટલા માટે આપવામાં આવી છે કે કોઈ કોઈ વખત કાફિરોના જોરજુલમોથી તંગ આવીને મુસલમાનોના મોંમાંથી આવા કથનો નીકળી જતાં હશે કે તમે લોકો દોજખમાં જશો, અથવા તમને ખુદા સજા આપશે.

(૬૧) એટલે કે નબીનું કામ સંદેશ આપવાનું છે. લોકોના ભાગ્યો તેના હાથમાં આપી દેવામાં આવ્યાં નથી કે તે કોઈના માટે કૃપાનો અને કોઈના માટે સજાનો ફેંસલો કરતો ફરે. આનો અર્થ આ નથી કે નબી સ.અ.વ.ના હાથે આ પ્રકારની કોઈ ચૂક થઈ ગઈ હતી જેના કારણે અલ્લાહતઆલાએ આપને આ ચેતવણી આપી બલકે હકીકતમાં આના વડે મુસલમાનોને ચેતવવાનો આશય છે. તેમને જણાવવામાં આવી રહ્યું છે કે જયારે નબી સુદ્ધાંનો દરજ્જો આ નથી તો તમે જન્નત અને દોજખના ઠેકેદાર કેવી રીતે બની રહ્યાં છો.

(૬૨) આ કથનના અસલ સંબોધિત મક્કાના કાફિરો છે, જો કે દેખીતી રીતે સંબોધન નબી સ.અ.વ.ને કરવામાં આવ્યું છે. જેમ કે સમકાલીન લોકોનો નિયમ હોય છે, નબી સ.અ.વ.ના સમકાલીન અને કોમના લોકોને આપની અંદર કોઈ ખૂબી અને મોટાઈ દેખાતી ન હતી. તેઓ આપને તેમના શહેરના એક સામાન્ય માણસ માનતા હતાં, અને જે વિખ્યાત હસ્તીઓને ગુજરી ગયાને સદીઓ વીતી ગઈ હતી તેમના વિષે આ અનુમાન ધરાવતા હતાં કે મહાનતા તો બસ તેમની ઉપર સમાપ્ત થઈ ગઈ છે. એટલા માટે આપના મુખેથી

قُلِ ادْعُوا الَّذِيْنَ زَعَمْتُمْ مِّنْ دُوْنِهٖ فَلَا يَمْلِكُوْنَ كَشْفَ الضُّرِّ عَنْكُمْ وَلَا تَحْوِيْلًا ﴿٥٦﴾ اُولٰٓئِكَ الَّذِيْنَ يَدْعُوْنَ يَبْتَغُوْنَ اِلٰى رَبِّهِمُ الْوَسِيْلَةَ اَيُّهُمْ اَقْرَبُ وَيَرْجُوْنَ رَحْمَتَهٗ وَيَخَافُوْنَ عَذَابَهٗ ؕ اِنَّ

**આમને કહો, પોકારી જુઓ એ ખુદાઓને જેમને તમે ખુદા સિવાય (તમારા કામ પાર પાડનાર) માનો છો, તે કોઈ મુશ્કેલીને તમારી ઉપરથી ન તો દૂર કરી શકે છે ન તો તેને બદલી શકે છે.[૬૪] જેમને આ લોકો પોકારે છે તે તો પોતે તેમના માલિકની પાસે પહોંચ મેળવવાનું માધ્યમ શોધી રહ્યાં છે કે કોણ તેનાથી વધારે નિકટ થઈ જાય અને તેઓ તેની કૃપાના ઈચ્છુક અને તેના પ્રકોપથી ડરેલાં છે.[૬૫] હકીકત આ છે કે**

નબૂવ્વતનો દાવો સાંભળીને તેઓ આ વાંધો ઊઠાવતા હતાં કે આ માણસ બડાશ મારે છે, પોતાની જાતને કોણ જાણે શું માની બેઠો છે, કયાં આ અને કયાં આગળના સમયના એ મોટાં મોટાં પયગમ્બરો કે જેમની મહાનતાનો સિક્કો આખી દુનિયા માની રહી છે. આનો ટૂંકો જવાબ અલ્લાહતઆલાએ આ આપ્યો છે કે ધરતી અને આકાશની તમામ મખ્લૂક અમારી નજરમાં છે. તમે જાણતાં નથી કે કોણ શું છે અને કોનો કયો દરજ્જો છે. અમારી કૃપાના અમે પોતે માલિક છીએ અને પહેલાં પણ એક એકથી ચઢિયાતા ઉચ્ચ દરજ્જાના નબી પેદા કરી ચૂકયાં છીએ.

(૬૩) અહીં વિશેષરૂપે દાઊદ અ.સ.ને ઝબૂર આપવાનો ઉલ્લેખ લગભગ આ કારણસર કરવામાં આવ્યો છે કે દાઊદ અ.સ. રાજા હતાં, અને રાજા સામાન્ય રીતે ખુદાથી વધુ દૂર હોતાં હોય છે. નબી સ.અ.વ.ના સમકાલીન લોકો જે કારણસર આપની પયગમ્બરી તથા ખુદા સુધીની પહોંચને માનવાનો ઈનકાર કરતા હતાં તે તેમના પોતાના કથન પ્રમાણે આ હતું કે આપ સામાન્ય માણસોની જેમ બાળબચ્ચાં ધરાવતા હતાં, ખાતાપીતા હતાં, બજારમાં હરીફરીને ખરીદ-વેચાણ કરતા હતાં, અને એ બધાં જ કામો કરતા હતાં જે કોઈ સંસારી માણસ પોતાની માનવીય જરૂરિયાતો માટે કરતો હોય છે. મક્કાના કાફિરોનું કહેવું એમ હતું કે તમે તો એક સંસારી માણસ છો, તમને ખુદાની પહોંચ સાથે શું સંબંધ? પહોંચેલા લોકો તો એ હોય છે કે જેમને પોતાના શરીરનું પણ ભાન નથી હોતું, એક ખૂણામાં બેસીને અલ્લાહની યાદમાં ડૂબેલાં રહે છે. તેઓ કયાં અને ઘર ચલાવવાની ચિંતા કયાં! આના જવાબમાં કહેવામાં આવી રહ્યું છે કે એક આખું રાજ્ય ચલાવવાની વ્યવસ્થા કરતાં વધીને દુનિયાદારી બીજી શી હશે. તેમ છતાં દાઊદ અ.સ.ને પયગમ્બરી અને ગ્રંથ વડે નવાજવામાં આવ્યાં.

(૬૪) આના ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે ગૈરૂલ્લાહને સિજદો કરવો જ શિર્ક નથી બલકે ખુદા સિવાયની બીજી કોઈ હસ્તી પાસે દુઆ માગવી, અથવા તેને મદદ માટે પોકારવી પણ શિર્ક છે. દુઆ અને મદદ તથા સહાયતા પોતાની હકીકતની દૃષ્ટિએ ઈબાદત જ છે અને ગૈરૂલ્લાહ પાસે પ્રાર્થનાઓ કરનાર એવો જ દોષિત છે જેવો એક મૂર્તિપૂજક દોષિત છે. આ ઉપરાંત, આના ઉપરથી આ પણ જણાયું કે અલ્લાહ સિવાય બીજા

عَذَابَ رَبِّكَ كَانَ مَحْذُوْرًا ﴿٥٧﴾ وَ اِنْ مِّنْ قَرْيَةٍ اِلَّا نَحْنُ مُهْلِكُوْهَا
قَبْلَ يَوْمِ الْقِيٰمَةِ اَوْ مُعَذِّبُوْهَا عَذَابًا شَدِيْدًا ؕ كَانَ ذٰلِكَ فِى
الْكِتٰبِ مَسْطُوْرًا ﴿٥٨﴾ وَ مَا مَنَعَنَاۤ اَنْ نُّرْسِلَ بِالْاٰيٰتِ اِلَّاۤ اَنْ كَذَّبَ
بِهَا الْاَوَّلُوْنَ ؕ وَ اٰتَيْنَا ثَمُوْدَ النَّاقَةَ مُبْصِرَةً فَظَلَمُوْا بِهَا ؕ
وَ مَا نُرْسِلُ بِالْاٰيٰتِ اِلَّا تَخْوِيْفًا ﴿٥٩﴾ وَ اِذْ قُلْنَا لَكَ اِنَّ رَبَّكَ

---

**તારા માલિકનો પ્રકોપ છે જ ડરવાને લાયક.**

**અને કોઈ વસ્તી એવી નથી જેને અમે કયામત પહેલાં નષ્ટ ન કરીએ અથવા સખત યાતના ન આપીએ.[૬૬] આ અલ્લાહના લેખમાં લખેલું છે.**

**અને અમને નિશાનીઓ[૬૭] મોકલવાથી આ વાત સિવાય કોઈએ રોકયાં નથી કે આમની પહેલાંના લોકો તેમને ખોટી ઠરાવી ચૂકેલાં છે. (તેથી જોઈ લો) સમૂદને અમે જાહેરમાં ઊંટણી લાવીને આપી અને તેમણે તેની ઉપર અત્યાચાર કર્યો.[૬૮] અમે નિશાનીઓ એટલા જ માટે તો મોકલીએ છીએ કે લોકો તેમને જોઈને ડરે.[૬૯] યાદ કરો હે મુહમ્મદ, અમે તમને કહી દીધું હતું કે તારા માલિકે**

---

કોઈની પાસે પણ કોઈ સત્તાઓ નથી, ન તો કોઈ બીજો માણસ કોઈને મુસીબતમાં નાખી શકે છે, ન તો કોઈ ખરાબ સ્થિતિને સારી સ્થિતિ વડે બદલી શકે છે. આ પ્રકારની માન્યતા ખુદા સિવાય જે હસ્તી માટે પણ રાખવામાં આવે તે કોઈ પણ સંજોગોમાં એક શિર્કયુક્ત માન્યતા છે.

(૬૫) આ શબ્દો પોતે ગવાહી આપી રહ્યાં છે કે મુશ્રિકોના જે દેવી-દેવતાઓ અને ફરિયાદ સાંભળનારાઓનો અહીં ઉલ્લેખ કરવામાં આવી રહ્યો છે તેમનો આશય પથ્થરની મૂર્તિઓ નથી બલકે કાં તો ફરિશ્તા છે, કાં તો વિતેલા સમયના ચુનંદા માણસો છે. આનો અર્થ સ્પષ્ટપણે આ છે કે નબીઓ હોય કે વલીઓ કે પછી ફરિશ્તાઓ, કોઈનામાં આ તાકાત નથી કે તમારી દુઆઓ સાંભળે અને તમારી મદદે પહોંચી જાય. તમે જરૂરિયાતો પૂરી કરવા માટે તેમને માધ્યમ બનાવી રહ્યાં છો અને તેમની હાલત તો આ છે કે તેઓ પોતે અલ્લાહની કૃપાના ઉમેદવાર છે, તેમજ તેના પ્રકોપથી ડરે છે, અને તેની વધુમાં વધુ નિકટતા પ્રાપ્ત કરવા માટેના માધ્યમો શોધી રહ્યાં છે.

(૬૬) એટલે કે અમરત્ત્વ કોઈને પણ મળેલું નથી. દરેક ગામ અને શહેરને કાં તો કુદરતી મોતે જ મરવાનું છે, અથવા ખુદાની આફતથી નષ્ટ થવાનું છે. તમે કયાં આ ગેરસમજમાં પડી ગયાં કે અમારી આ વસ્તીઓ હંમેશાં ઊભી જ રહેશે?

اَحَاطَ بِالنَّاسِ ؕ وَمَا جَعَلْنَا الرُّءْيَا الَّتِیْۤ اَرَیْنٰكَ اِلَّا فِتْنَةً لِّلنَّاسِ
وَالشَّجَرَةَ الْمَلْعُوْنَةَ فِی الْقُرْاٰنِ ؕ وَنُخَوِّفُهُمْ ۙ فَمَا یَزِیْدُهُمْ اِلَّا طُغْیَانًا
كَبِیْرًا ۧ ﴿٦٠﴾ وَاِذْ قُلْنَا لِلْمَلٰٓىِٕكَةِ اسْجُدُوْا لِاٰدَمَ فَسَجَدُوْۤا اِلَّاۤ




**આ લોકોને ઘેરી લીધેલાં છે.[૭૦] અને આ જે કંઈ હમણાં અમે તમને દેખાડ્યું છે,[૭૧] આને અને એ વૃક્ષને જેની ઉપર કુર્આનમાં લાનત કરવામાં આવેલી છે,[૭૨] અમે આ લોકો માટે બસ એક અજમાયશ બનાવી દીધાં.[૭૩] અમે આ લોકોને ચેતવણી ઉપર ચેતવણી આપતાં જઈએ છીએ, પરંતુ દરેક ચેતવણી તેમના વિદ્રોહમાં જ વધારો કર્યે જાય છે. (રુકૂઅ ૬)**

**અને યાદ કરો જ્યારે કે અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમને સિજદો કરો, ત્યારે બધાંએ સિજદો કર્યો, પરંતુ**

(૬૭) એટલે કે અનુભવી શકાય તેવાં ચમત્કારો જો નબૂવ્વતની દલીલના રૂપમાં રજૂ કરવામાં આવે જેમની માગણી મક્કાના કાફિર કુરૈશીઓ વારંવાર નબી સ.અ.વ. પાસે કરતા રહેતા હતાં.

(૬૮) અહીં આશય આ છે કે આવો ચમત્કાર જોઈ લીધા પછી જયારે લોકો તેને ખોટો ઠેરવે છે પછી અનિવાર્યપણે તેમની ઉપર આપત્તિનું ઊતરવું ફરજિયાત બની જાય છે, અને પછી આવી કોમને નષ્ટ કર્યા વિના છોડવામાં આવતી નથી. અગાઉનો ઈતિહાસ આ વાત માટે સાક્ષી છે કે અનેક કોમોએ સ્પષ્ટ ચમત્કારો જોઈ લીધા પછી પણ તેમનો ઈનકાર કર્યો અને પછી નષ્ટ કરી દેવામાં આવી. હવે આ સદંતર અલ્લાહની કૃપા છે કે તે એવો કોઈ ચમત્કાર મોકલી રહ્યો નથી. આનો અર્થ આ છે કે તે તમને સમજવાની અને સુધરી જવાની મહેતલ આપી રહ્યો છે પરંતુ તમે એવાં મૂર્ખ છો કે ચમત્કારની માગણી કરી કરીને સમૂદ જેવો અંજામ ભોગવવા માગો છો.

(૬૯) એટલે કે ચમત્કાર દેખાડવાનો આશય તમાશો દેખાડવાનો તો કયારેય રહ્યો નથી. આની પાછળનો આશય તો હંમેશાં એ જ રહ્યો છે કે તેમને જોઈને લોકો ચેતી જાય, તેમને ખબર પડી જાય કે નબીના ટેકામાં સર્વશક્તિશાળી ખુદાની અસીમ શક્તિ છે, અને તેઓ જાણી લે કે નાફરમાનીનું પરિણામ કેવું આવી શકે છે.

(૭૦) એટલે કે તમારી પયગમ્બરીના સંદેશના આરંભિક કાળમાં જ કે જયારે કુરૈશના આ કાફિરોએ તમારો વિરોધ શરૂ કર્યો હતો, અમે સ્પષ્ટપણે જાહેર કરી દીધું હતું કે અમે આ લોકોને ઘેરી લીધેલાં છે. આ લોકો તેમની બધી જ તાકાત લગાડી જુએ તેઓ કોઈ પણ રીતે તારા સંદેશનો માર્ગ રોકી શકશે નહીં, અને આ કામ જે તેં તારા હાથમાં લીધું છે, તેમનાં દરેક અવરોધો છતાં થઈને રહેશે. હવે જો આ લોકોને ચમત્કાર જોઈને જ સાવધ થવું હોય તો તેમને આ ચમત્કાર દેખાડી દેવામાં આવ્યો છે કે જે કંઈ આરંભમાં કહી દેવામાં આવ્યું હતું તે પૂરૂં થઈને રહ્યું, તેમનો કોઈ વિરોધ પણ ઈસ્લામના સંદેશને ફેલાવવાથી રોકી ન શક્યો, અને તારો વાળ પણ વાંકો ન કરી શક્યાં. તેમની પાસે આંખો હોય તો આ ઘટનાને જોઈને જાતે જ સમજી શકે છે કે નબીના આ સંદેશની પાછળ અલ્લાહનો હાથ કામ કરી રહ્યો છે.

اِبْلِيْسَ ۭ قَالَ ءَاَسْجُدُ لِمَنْ خَلَقْتَ طِيْنًا ۝۶۱ قَالَ اَرَءَيْتَكَ هٰذَا
الَّذِيْ كَرَّمْتَ عَلَيَّ ۡ لَىِٕنْ اَخَّرْتَنِ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ لَاَحْتَنِكَنَّ
ذُرِّيَّتَهٗٓ اِلَّا قَلِيْلًا ۝۶۲ قَالَ اذْهَبْ فَمَنْ تَبِعَكَ مِنْهُمْ فَاِنَّ جَهَنَّمَ

**ઈબ્લીસે ન કર્યો.[૭૪] તેણે કહ્યું "શું હું તેને સિજદો કરું જેને તેં માટીમાંથી બનાવ્યો છે ?" પછી તે બોલ્યો "જો તો ખરો, શું આ આને લાયક હતો કે તેં આને મારી ઉપર શ્રેષ્ઠતા આપી ? જો તું મને કયામતના દિવસ સુધી મહેતલ આપે તો હું આના આખા વંશને નિમૂર્ળ કરી નાખું.[૭૫] માત્ર થોડાં જ લોકો મારાથી બચી શકશે." અલ્લાહતઆલાએ કહ્યું "સારું તો જા, આમાંથી જે પણ તારું અનુસરણ કરે, તારા સમેત એ સૌના માટે જહન્નમ જ**

અલ્લાહે વિરોધીઓને ઘેરી લીધેલાં છે અને નબીનો સંદેશ અલ્લાહની સુરક્ષા હેઠળ છે, આ વાત મક્કાના આરંભકાળની સૂરઃઓમાં અનેક જગ્યાએ કહેવામાં આવી છે. દા.ત. સૂરઃ બુરૂજમાં કહ્યું: بَلِ الَّذِيْنَ كَفَرُوْا فِيْ تَكْذِيْبٍ وَّاللّٰهُ مِنْ وَّرَاۗىِٕهِمْ مُّحِيْطٌ (પરંતુ આ કાફિરો ખોટું ઠરાવવામાં લાગેલાં છે, અને અલ્લાહે તેમને દરેક બાજુથી ઘેરી લીધેલાં છે.)

(૭૧) અહીં ઈશારો મે'રાજ તરફ છે. આના માટે અત્રે رُؤْيَا 'રૂઅ્યા' શબ્દનો જે ઉપયોગ થયો છે. આ "સ્વપ્ન" ના અર્થમાં નથી, બલકે નજરે જોયેલાના અર્થમાં છે. દેખીતું છે કે જો આ માત્ર સ્વપ્ન જ હોત અને નબી સ.અ.વ.એ તેને સ્વપ્નના રૂપમાં જ કાફિરોની સામે વર્ણવ્યું હોત તો કોઈ કારણ ન હતું કે તે તેમના માટે ફિત્નો બની જાત. સ્વપ્ન તો એકથી એક અજાયબીભર્યું જોઈ શકાય છે અને લોકોને કહી પણ શકાય છે, પરંતુ તે કોઈના માટે પણ આટલું બધું આશ્ચર્યજનક હોતું નથી કે લોકો તેના કારણે સ્વપ્ન જોનારની મજાક બનાવે અને તેની ઉપર જૂઠ્ઠો દાવો કરવાનો અથવા પાગલપણાનો આક્ષેપ કરવા માંડે.

(૭૨) એટલે કે ઝક્કૂમ જેના વિષે કુર્આનમાં જણાવવામાં આવ્યું છે કે તે દોજખના તળિયામાં ઊગશે અને દોજખી લોકોએ તે ખાવું પડશે. તેની ઉપર ફિટકાર કરવાનો અર્થ છે કે તે અલ્લાહની કૃપાથી દૂર છે. અર્થાત તે અલ્લાહની કૃપાનું ચિહ્ન નથી કે તેને પોતાની મહેરબાનીના લીધે અલ્લાહે લોકોના ખોરાક માટે ઊગાડ્યું હોય બલકે તે અલ્લાહની ફિટકારનું ચિહ્ન છે જે ફિટકાર પામેલા લોકોના માટે તેણે ઊગાડ્યું છે કે જેથી તેઓ ભૂખના લીધે તડપી તડપીને તેને ખાવા જાય અને વધુ તકલીફ ભોગવે. સૂરઃ દુખાન (આયતો ૪૩ થી ૪૬) માં આ વૃક્ષ વિષે સમજૂતી આપવામાં આવી છે તે આ જ છે કે જહન્નમી લોકો જયારે તેને ખાશે ત્યારે તે તેમના પેટમાં એવી અગ્નિ પેટાવશે કે જાણે તેમના પેટમાં પાણી ઊકળી રહ્યું હોય.

(૭૩) એટલે કે અમે આમની ભલાઈ માટે તમને મે'રાજના દશ્યો દેખાડ્યાં કે જેથી તમારા જેવા સત્યવાન અને પ્રમાણિક માણસ મારફતે આ લોકોને સાચી હકીકતનું જ્ઞાન પ્રાપ્ત થાય અને આ લોકો ચેતીને સીધા રસ્તે આવી જાય, પરંતુ આ લોકોએ ઊલટાની આના માટે તમારી ઠેકડી ઊડાવી. અમે તમારી મારફતે

جَزَآؤُكُمْ جَزَآءً مَّوْفُوْرًا ﴿٦٣﴾ وَاسْتَفْزِزْ مَنِ اسْتَطَعْتَ مِنْهُمْ
بِصَوْتِكَ وَاَجْلِبْ عَلَيْهِمْ بِخَيْلِكَ وَرَجِلِكَ وَشَارِكْهُمْ فِى الْاَمْوَالِ
وَالْاَوْلَادِ وَعِدْهُمْ ؕ وَمَا يَعِدُهُمُ الشَّيْطٰنُ اِلَّا غُرُوْرًا ﴿٦٤﴾

**ભરપૂર બદલો છે. તું જેને જેને તારા આવાહન વડે ફોસલાવી શકતો હોય, તો ફોસલાવી લે,[૭૬] તેમની ઉપર તારા અસવાર અને પાયદળ ચઢાવી લાવ,[૭૭] માલ અને સંતાનમાં તેમની સાથે ભાગીદારી કર,[૭૮] અને તેમને વાયદાઓની જાળમાં ફંસાવ[૭૯] —— અને શેતાનના વાયદા એક ભરમ સિવાય બીજું કંઈ નથી ——**

તેમને ચેતવ્યાં કે અહીંની હરામખોરીઓ છેવટે તમને ઝક્કૂમના કોળિયા ખવડાવીને રહેશે, પરંતુ તેમણે તેની સામે અટ્ટહાસ્ય કર્યું અને કહેવા લાગ્યાં, જરા જુઓ તો આ માણસને, એક બાજુ કહે છે કે દોજખમાં ભયંકર આગ ભડકી રહી હશે અને બીજી બાજુ જણાવે છે કે ત્યાં ઝાડ ઊગશે!

(૭૪) તુલના માટે જુઓ સૂરઃ બકરહ, આયતો ૩૦ થી ૩૯, સૂરઃ નિસા, આયતો ૧૧૭ થી ૧૨૧, સૂરઃ આ'રાફ, આયતો ૧૧ થી ૨૫, સૂરઃ હિજ્ર, આયતો ૨૬ થી ૪૨ અને સૂરઃ ઈબ્રાહીમ, આયત ૨૨)

આ પ્રવચનમાં આ કિસ્સો હકીકતમાં આ વાત સમજાવવા માટે વર્ણવવામાં આવી રહ્યો છે કે અલ્લાહની સામે આ કાફિરોનો આ વિદ્રોહ, અને ચેતવણીઓની સામે તેમની આ લાપરવાઈ, અને અવળા રસ્તે ચાલવાનો તેમનો દુરાગ્રહ, બરાબર એ શેતાનનું અનુસરણ છે જે અનાદિકાળથી માનવીનો શત્રુ છે, અને આ વર્તન અપનાવીને હકીકતમાં આ લોકો એ જાળમાં ફસાઈ રહ્યાં છે જેમાં આદમની સંતાનને ફંસાવીને બરબાદ કરી દેવા માટે શેતાને માનવ ઈતિહાસના આરંભમાં પડકાર ફેંક્યો હતો.

(૭૫) "મૂળમાંથી ઉખેડી નાખું", એટલે કે તેમના કદમ સલામતીના માર્ગ ઉપરથી ઉખેડી નાખું.احتناك નો મૂળ અર્થ કોઈ વસ્તુને મૂળિયામાંથી ઊખાડી નાખવાનો છે. કેમ કે માનવીનું અસલ સ્થાન ખુદાનું નાયબપણું છે જેનો તકાદો આજ્ઞાપાલનમાં મક્કમ રહેવાનો છે, એટલા માટે આ સ્થાનથી તેનું હટી જવું બિલકુલ આવું છે જેવું એક ઝાડને મૂળમાંથી ઊખાડી ને ફેંકી દેવામાં આવે.

(૭૬) આયતમાં اِستفزاز શબ્દનો ઉપયોગ થયો છે જેનો અર્થ અપમાન, ધૃણા છે.એટલે કે કોઈને હળવો અને નબળો જોઈને તેને પ્રવાહમાં તાણી જવો, અથવા તેનાં પગ લપસાવી દેવાં.

(૭૭) આ કથનમાં શેતાનને એ ડાકૂ સાથે સરખાવવામાં આવ્યો છે જે કોઈ વસ્તી ઉપર તેના અસવારો અને પાયદળનો હુમલો લઈ આવે અને તેમને ઈશારા કરતો જાય કે અહીં લૂંટો, એ તરફ છાપો મારો, અને ત્યાં લૂંટફાટ કરો. શેતાનના અસવારો અને પાયદળનો અર્થ એ તમામ જિન્નાતો અને મનુષ્યો છે જે અસંખ્ય વિવિધ રૂપો અને હેસિયતો ધારણ કરીને ઈબ્લીસના મિશનની સેવા બજાવી રહ્યાં છે.

(૭૮) આ એક ખૂબ જ અર્થસભર કથન છે જેમાં શેતાન અને તેના અનુયાયીઓના પરસ્પરના સંબંધનું

إِنَّ عِبَادِى لَيْسَ لَكَ عَلَيْهِمْ سُلْطَٰنٌ ۚ وَكَفَىٰ بِرَبِّكَ وَكِيلًا ﴿٦٥﴾
رَّبُّكُمُ ٱلَّذِى يُزْجِى لَكُمُ ٱلْفُلْكَ فِى ٱلْبَحْرِ لِتَبْتَغُوا۟ مِن فَضْلِهِۦٓ ۚ
إِنَّهُۥ كَانَ بِكُمْ رَحِيمًا ﴿٦٦﴾ وَإِذَا مَسَّكُمُ ٱلضُّرُّ فِى ٱلْبَحْرِ ضَلَّ مَن

**નિઃશંક મારા બંદાઓ ઉપર તને કોઈ અખત્યાર પ્રાપ્ત થશે નહીં,[૮૦] અને ભરોસા માટે તારો માલિક જ પૂરતો છે."[૮૧]**

**તમારો (સાચો) માલિક તો એ છે જે સમુદ્રમાં તમારી હોડી ચલાવે છે[૮૨] કે જેથી તમે તેની કૃપા શોધો.[૮૩] હકીકત આ છે કે તે તમારી હાલત ઉપર ઘણો જ મહેરબાન છે. જ્યારે સમુદ્રમાં તમારી ઉપર મુસીબત આવે છે ત્યારે તે એકના સિવાય**

સંપૂર્ણ ચિત્ર રજૂ કરવામાં આવ્યું છે. જે માણસ માલ કમાવવામાં અને ખર્ચ કરવામાં શેતાનના ઈશારે ચાલે છે તેની સાથે જાણે કે શેતાન મફતમાં ભાગીદાર બનેલો છે. પરિશ્રમમાં તેનો કોઈ ભાગ નથી, અપરાધ અને ગુના તથા દુષ્કર્મોના પરિણામોમાં તે ભાગીદાર નથી, પરંતુ તેના ઈશારા પ્રમાણે આ મૂર્ખ એવી રીતે ચાલી રહ્યો છે કે જાણે તેના ધંધામાં તે સમાન ભાગીદાર, બલકે મોટા હિસ્સાનો ભાગીદાર છે. આવી જ રીતે સંતાન તો વ્યક્તિની પોતાની હોય છે, અને તેમને ઉછેરવામાં બધી જ મહેનત માણસ જાતે કરે છે પરંતુ શેતાનના ઈશારા પ્રમાણે તે આ સંતાનને ગુમરાહી અને અનૈતિકતાનું શિક્ષણ એવી રીતે આપે છે કે જાણે આ સંતાનનો બાપ તે એકલો જ નથી બલકે શેતાન પણ બાપ હોવામાં તેનો ભાગીદાર છે.

(૭૯) એટલે કે તેમને ખોટી આશાઓ અપાવ. તેમને ખોટી અપેક્ષાઓના ચક્કરમાં નાખ. તેમને સમૃદ્ધિના સપનાં દેખાડ.

(૮૦) આના બે અર્થ છે, અને બન્ને પોતેપોતાની જગ્યાએ સાચાં છે. એક અર્થ આ છે કે મારા બંદાઓ એટલે કે માનવીઓ ઉપર તને આ અધિકાર મળશે નહીં કે તું તેમને બળપૂર્વક તારા રસ્તા ઉપર ખેંચીને લઈ જાય. તને ફક્ત તેમને બહેકાવવાનો, ફોસલાવવાનો, ખોટી સલાહો આપવાનો અને જૂઠા વાયદા કરવાનો અધિકાર આપવામાં આવે છે. પરંતુ તારી વાત સ્વીકારવી કે ન સ્વીકારવી તે આ બંદાઓનું પોતાનું કામ હશે. તું તેમની ઉપર આવું વર્ચસ્વ નહીં ધરાવે કે તેઓ તારા માર્ગે જવા માગે કે ન માગે તું હાથ ઝાલીને તેમને ખેંચીને લઈ જાય. બીજો અર્થ આ છે કે, મારા ખાસ બંદાઓ એટલે કે નેક લોકો ઉપર તારૂં જોર ચાલશે નહીં. નબળા અને કમજોર ઈરાદાના લોકો તો જરૂર તારા વાયદાઓથી છેતરાઈ જશે પરંતુ જે લોકો મારી બંદગી ઉપર મક્કમ હોય તેઓ તારા કાબૂમાં આવી શકશે નહીં.

(૮૧) એટલે કે જે લોકો અલ્લાહ ઉપર ભરોસો રાખે અને જેમનો ભરોસો તેના જ માર્ગદર્શન અને તેની જ અનુકૂળતા અને સહાય ઉપર હોય, તેમનો ભરોસો કોઈ દિવસ ખોટો સાબિત થશે નહીં. તેમને કોઈ બીજા સહારાની જરૂર પડશે નહીં. અલ્લાહ તેમના માર્ગદર્શન માટે પણ પૂરતો હશે અને તેમની મદદ અને સહાય

تَدْعُوْنَ اِلَّآ اِيَّاهُ ۚ فَلَمَّا نَجّٰىكُمْ اِلَى الْبَرِّ اَعْرَضْتُمْ ۗ وَ كَانَ
الْاِنْسَانُ كَفُوْرًا ﴿٦٧﴾ اَفَاَمِنْتُمْ اَنْ يَّخْسِفَ بِكُمْ جَانِبَ الْبَرِّ اَوْ
يُرْسِلَ عَلَيْكُمْ حَاصِبًا ثُمَّ لَا تَجِدُوْا لَكُمْ وَكِيْلًا ﴿٦٨﴾ اَمْ اَمِنْتُمْ اَنْ
يُّعِيْدَكُمْ فِيْهِ تَارَةً اُخْرٰى فَيُرْسِلَ عَلَيْكُمْ قَاصِفًا مِّنَ الرِّيْحِ
فَيُغْرِقَكُمْ بِمَا كَفَرْتُمْ ۙ ثُمَّ لَا تَجِدُوْا لَكُمْ عَلَيْنَا بِهٖ تَبِيْعًا ﴿٦٩﴾ وَ لَقَدْ
كَرَّمْنَا بَنِيْٓ اٰدَمَ وَ حَمَلْنٰهُمْ فِي الْبَرِّ وَ الْبَحْرِ وَ رَزَقْنٰهُمْ مِّنَ الطَّيِّبٰتِ
وَ فَضَّلْنٰهُمْ عَلٰى كَثِيْرٍ مِّمَّنْ خَلَقْنَا تَفْضِيْلًا ﴿٧٠﴾ ۧ يَوْمَ نَدْعُوْا كُلَّ

રુકૂઅ ૭

બીજાં જેને જેને તમે પોકારો છો તે બધાં ગુમ થઈ જાય છે,[૮૪] પરંતુ જ્યારે તે તમને બચાવીને ભૂમિ ઉપર પહોંચાડી દે છે ત્યારે તમે તેનાથી મોઢું ફેરવી લો છો. માનવી ખરેખર ઘણો જ અપકારી છે. સારું, તો શું તમે આ વાતથી સહેજેય ડરતાં નથી કે ખુદા ક્યારેય ધરતી ઉપર જ તમને જમીનમાં ખૂંપાવી દે, અથવા તમારી ઉપર પત્થરો વરસાવતું વાવાઝોડું મોકલી દે અને તમે તેનાથી બચાવનાર કોઈ મદદગાર ન જુઓ ? અને શું તમને આનો જરાય ડર નથી કે ખુદા ફરીથી ક્યારેક તમને સમુદ્રમાં લઈ જાય અને તમારા અપકારના બદલામાં તમારી ઉપર ભારે તોફાની પવન મોકલીને તમને ગરકાવ કરી દે અને તમને એવું કોઈ ન મળે જે તેને તમારા આ અંજામ અંગે પૂછપરછ કરી શકે ?——આ તો અમારી મહેરબાની છે કે અમે બનીઆદમને મોટાઈ આપી અને તેમને જળ અને થલમાં સવારીના સાધનો આપ્યાં અને તેમને શુદ્ધ વસ્તુઓ વડે રોજી આપી અને અમારી અનેક મક્ષખ્લૂકો ઉપર સ્પષ્ટ શ્રેષ્ઠતા આપી.[૮૫] (રુકૂઅ ૭). પછી વિચાર કરો એ દિવસનો કે જ્યારે અમે દરેક માનવજૂથને તેના

માટે પણ. અલબત્ત, જેમનો ભરોસો તેમની તાકાત ઉપર હોય, અથવા અલ્લાહ સિવાય બીજા કોઈની ઉપર હોય, તેઓ આ અજમાયશમાંથી સહીસલામત પસાર થઈ શકશે નહીં.

(૮૨) ઉપરના પ્રવચન સાથે આનો સંબંધ સમજવા માટે આ રુકૂઅના શરૂઆતના વિષય ઉપર ફરીથી એક નજર નાખી લો. આમાં જણાવવામાં આવ્યું છે કે ઈબ્લીસ દુનિયા બની તેના પહેલા દિવસથી જ આદમની સંતાનની પાછળ પડેલો છે કે જેથી તેમને આશાઓ અને તમન્નાઓ અને જૂઠ્ઠા વાયદાઓની જાળમાં ફંસાવીને સીધા

أُنَاسٍۭ بِإِمَامِهِمْ ۖ فَمَنْ أُوتِيَ كِتَٰبَهُۥ بِيَمِينِهِۦ فَأُولَٰٓئِكَ يَقْرَءُونَ
كِتَٰبَهُمْ وَلَا يُظْلَمُونَ فَتِيلًا ﴿٧١﴾ وَمَن كَانَ فِى هَٰذِهِۦٓ أَعْمَىٰ فَهُوَ
فِى ٱلْءَاخِرَةِ أَعْمَىٰ وَأَضَلُّ سَبِيلًا ﴿٧٢﴾ وَإِن كَادُوا۟ لَيَفْتِنُونَكَ
عَنِ ٱلَّذِىٓ أَوْحَيْنَآ إِلَيْكَ لِتَفْتَرِىَ عَلَيْنَا غَيْرَهُۥ ۖ وَإِذًا
لَّٱتَّخَذُوكَ خَلِيلًا ﴿٧٣﴾ وَلَوْلَآ أَن ثَبَّتْنَٰكَ لَقَدْ كِدتَّ تَرْكَنُ

**આગેવાનની સાથે બોલાવીશું. એ વખતે જે લોકોને તેમની કર્મપોથીઓ જમણા હાથમાં આપવામાં આવી તેઓ તેમની કર્મપોથી વાંચશે[૮૬] અને તેમની ઉપર લેશમાત્ર જુલમ નહીં થાય. અને જે આ દુનિયામાં આંધળો બનીને રહ્યો તે આખિરતમાં પણ આંધળો જ રહેશે બલકે રસ્તો શોધવામાં આંધળા કરતાંય વધારે નિષ્ફળ.**

**હે મુહમ્મદ, આ લોકોએ આ પ્રયાસમાં કોઈ કચાશ રાખેલી નથી કે તમને ફિત્નામાં નાખીને એ વહીથી ફેરવી દે જે અમે તમારી તરફ મોકલી છે કે જેથી તમે અમારા નામે કોઈ વાત પોતાના તરફથી ઘડો.[૮૭] જો તમે આવું કર્યું હોત તો તેઓ જરૂર તમને તેમના મિત્ર બનાવી લેત. અને દૂર ન હતું કે જો અમે તમને મક્કમ ન રાખત તો તમે તેમની તરફ**

રસ્તેથી હટાવીને લઈ જાય અને સાબિત કરી દે કે તે આ મોટાઈનો હક્કદાર નથી જે તેને ખુદાએ એનાયત કરેલી છે. આ જોખમથી જો કોઈ વસ્તુ માનવીને બચાવી શકતી હોય તો તે માત્ર આ છે કે માનવી તેના માલિકની બંદગી ઉપર મક્કમ રહે અને માર્ગદર્શન અને સહાય માટે તેની જ તરફ વળે અને તેને જ તેનો વકીલ (ભરોસાનો આધાર) બનાવે. આના સિવાય બીજો જે કોઈ માર્ગ પણ માનવી અપનાવશે, તે શેતાનના ફંદાઓથી બચી શકશે નહીં. આ પ્રવચનમાંથી આ વાત આપોઆપ નીકળી આવી કે જે લોકો તૌહીદના સંદેશને રદ કરી રહ્યાં છે અને શિર્ક માટે આગ્રહ કર્યે જાય છે તેઓ હકીકતમાં પોતે જ તેમની બરબાદીની પાછળ પડેલાં છે. આ જ અનુસંધાનમાં અહીં તૌહીદનો સબૂત આપવામાં આવ્યો છે અને શિર્કને ખોટો ઠેરવવામાં આવી રહ્યો છે.

(૮૩) એટલે કે એ આર્થિક, સાંસ્કૃતિક અને જ્ઞાનના તથા બુદ્ધિના ફાયદાઓનો લાભ લેવાનો પ્રયાસ કરો જે દરિયાઈ મુસાફરીમાંથી પ્રાપ્ત થાય છે.

(૮૪) એટલે કે આ દલીલ છે આ વાતની કે તમારી અસલ પ્રકૃતિ એક ખુદા સિવાય કોઈ માલિકને ઓળખતી નથી, અને તમારા પોતાના દિલના ઊંડાણોમાં આ સભાનતા રહેલી છે કે નફા-નુકસાનની સાચી સત્તાઓનો માલિક માત્ર તે જ એકલો છે. નહીં તો શું કારણ છે કે મદદ કરવાનો જે સાચો સમય છે એ વખતે તમને

اِلَيۡهِمۡ شَيۡـًٔا قَلِيۡلًا ۝٧٤ اِذًا لَّاَذَقۡنٰكَ ضِعۡفَ الۡحَيٰوةِ وَضِعۡفَ الۡمَمَاتِ
ثُمَّ لَا تَجِدُ لَكَ عَلَيۡنَا نَصِيۡرًا ۝٧٥ وَاِنۡ كَادُوۡا لَيَسۡتَفِزُّوۡنَكَ مِنَ
الۡاَرۡضِ لِيُخۡرِجُوۡكَ مِنۡهَا وَاِذًا لَّا يَلۡبَثُوۡنَ خِلٰفَكَ اِلَّا قَلِيۡلًا ۝٧٦

**થોડાક તો ઝૂકી જાત. પરંતુ જો તમે આવું કર્યું હોત તો અમે તમને દુનિયામાં પણ બમણી સજાનો સ્વાદ ચખાડ્યો હોત અને આખિરતમાં પણ બમણી સજાનો, પછી અમારી સામે તમે કોઈ મદદગાર ન પામત.**[૮૮]

**અને આ લોકો આ વાત માટે પણ તત્પર રહ્યાં છે કે તમારા પગ આ ધરતી ઉપરથી ઊખાડી નાખે અને તમને અહીંથી બહાર કાઢી મૂકે. પરંતુ જો તેઓ આવું કરશે તો તમારા પછી તેઓ પોતે અહીં બહુ વધારે સમય ટકી શકશે નહીં.**[૮૯]

એક ખુદા સિવાય બીજો કોઈ મદદગાર દેખાતો નથી. (વધુ વિગતો માટે જુઓ સૂરઃ યૂનુસ, નોંધ ક્રમાંક ૩૧)

(૮૫) એટલે કે આ એક ખુલ્લી હકીકત છે કે માનવજાતિને પૃથ્વી અને તેની વસ્તુઓ ઉપર કોઈ જિન્નાત અથવા ફરિશ્તા અથવા ગ્રહે સત્તા આપેલી નથી, ન તો કોઈ વલી અથવા નબીએ તેની પ્રજાતિને આ સત્તા અપાવડાવી છે. નિઃશંકપણે આ અલ્લાહની જ બક્ષીસ અને તેની કૃપા છે. પછી આનાથી મોટી મૂર્ખામી અને જહાલત શું હોઈ શકે કે માનવી આ પદ ઉપર બેસીને અલ્લાહની જગ્યાએ તેની મખ્લૂકની સામે ઝૂકે.

(૮૬) આ વાત કુર્આનેમજીદમાં અનેક જગ્યાએ કહેવામાં આવી છે કે કયામતના દિવસે સદાચારી લોકોને તેમનો કર્મનો ચોપડો જમણા હાથમાં આપવામાં આવશે અને તેઓ હોંશે હોંશે તેને જોશે, બલકે બીજાંને પણ દેખાડશે. હવે દુરાચારી લોકોની વાત કરીએ તો તેમના કર્મોનો કાળો ચોપડો તેમના ડાબા હાથમાં આપવામાં આવશે અને તે તેને લેતાં જ પીઠ પાછળ સંતાડવાનો પ્રયાસ કરશે. (જુઓ સૂરઃ હાક્કા, આયત ૧૯ થી ૨૮ અને સૂરઃ ઇન્શિકાક, આયત ૭ થી ૧૩)

(૮૭) આ ઇશારો એ સંજોગો તરફ છે જેમાંથી પાછલા દસ-બાર વર્ષથી નબી સ.અ.વ. મક્કામાં પસાર થઈ રહ્યા હતાં. મક્કાના કાફિરો આ વાતની પાછળ પડેલા હતાં કે જેવી રીતે પણ શકય હોય નબી સ.અ.વ.ને તૌહીદના આ સંદેશથી હટાવી દે જેને આપ રજૂ કરી રહ્યા હતાં અને કોઈને કોઈ રીતે આપને આના માટે મજબૂર કરી દે કે આપ તેમના શિર્ક અને જહાલતના રિવાજો સાથે થોડુંઘણું સમાધાન કરી લે. આ આશયથી તેમણે આપને ફિત્નામાં નાખવાનો દરેક પ્રયાસ કર્યો. છેતરપીંડી પણ કરી,લાલચ પણ આપી, ધમકીઓ પણ આપી, ખોટા પ્રચારનું તોફાન પણ ઊભું કર્યું, જોરજુલમ પણ અજમાવ્યાં, આર્થિક દબાણ પણ કર્યું, સામાજિક બહિષ્કાર પણ કર્યો, અને એ બધું જ કરી નાખ્યું જે કોઈ પણ માનવીની હિંમતને તોડવા માટે કરી શકાય તેમ હતું.

(૮૮) અલ્લાહતઆલા આ સમગ્ર કાર્યવાહીની સમીક્ષા કરતાં બે વાતો જણાવે છે. એક આ કે જો તમે સત્યને સત્ય માની લીધા પછી અસત્યની સાથે કોઈ સમાધાન કરી લીધું હોત તો આ બગડેલી કોમ તો ચોક્કસ



سُنَّةَ مَنْ قَدْ اَرْسَلْنَا قَبْلَكَ مِنْ رُّسُلِنَا وَ لَا تَجِدُ لِسُنَّتِنَا تَحْوِيْلًا ﴿٧٧﴾ ع

اَقِمِ الصَّلٰوةَ لِدُلُوْكِ الشَّمْسِ اِلٰى غَسَقِ الَّيْلِ وَ قُرْاٰنَ الْفَجْرِ ط

**આ અમારી કાયમી કાર્યશૈલી છે જે એ બધા જ પયગમ્બરોના મામલામાં અમે અપનાવેલી છે જેમને તમારી પહેલાં અમે મોકલ્યા હતાં,[૯૦] અને અમારી કાર્યશૈલીમાં તમે કોઈ ફેરફાર નહીં જુઓ. (રુકૂઅ ૮)**

**નમાઝ કાયમ કરો[૯૧] સૂર્યના ઢળવા[૯૨] પછી થી માંડીને રાતના અંધારા સુધી[૯૩] અને પરોઢના કુર્આનને પણ ફરજિયાત બનાવી લો[૯૪]**

તમારાથી રાજી થઈ જાત, પરંતુ ખુદાનો પ્રકોપ તમારી ઉપર તૂટી પડત અને તમને દુનિયા અને આખિરત, બન્નેમાં બમણી સજા આપવામાં આપત. બીજું આ કે મનુષ્ય ભલે પયગમ્બર જ કેમ ન હોય, પોતે પોતાની તાકાત વડે અસત્યના આ તોફાનોનો મુકાબલો કરી શકતો નથી જયાં સુધી અલ્લાહની મદદ અને તેની અનુકૂળતાઓ સામેલ ન હોય. આ તો અલ્લાહના બક્ષેલાં ધૈર્ય અને મક્કમતા હતાં જેના કારણે નબી સ.અ.વ. સત્યની વિચારસરણી ઉપર પર્વતની જેમ અડગ રહ્યાં અને મુશ્કેલીઓનું કોઈ તોફાન આપને લેશમાત્ર પણ આપની જગ્યાએથી હટાવી ન શક્યું.

(૮૯) આ સ્પષ્ટ આગાહી છે જે એ વખતે તો માત્ર એક ધમકી જ દેખાતી હતી પરંતુ ૧૦-૧૧ વર્ષમાં જ તે અક્ષરસઃ સાચી પડી ગઈ. આ સૂરઃ ના ઊતરાણ પછી હજુ એક જ વર્ષ વિત્યું હતું ત્યાં મક્કાના કાફિરોએ નબી સ.અ.વ.ને વતનમાંથી નીકળી જવા માટે મજબૂર કરી દીધાં અને આને ૮ વર્ષ કરતાં વધારે સમય પણ પસાર થવા પામ્યો ન હતો ત્યાં આપ વિજેતાની હેસિયતથી મક્કામાં પ્રવેશ્યાં. આના પછી બે વર્ષની અંદર જ આખા અરબસ્તાનની ધરતીને મુશ્રિકોના અસ્તિત્વથી મુક્ત કરી દેવામાં આવી. ત્યાર પછી જે કોઈ આ દેશમાં રહ્યો તે મુસલમાન બનીને રહ્યો, મુશ્રિક બનીને ત્યાં રહી શક્યો નહીં.

(૯૦) એટલે કે તમામ નબીઓની સાથે અલ્લાહનો વ્યવહાર આવો જ રહ્યો છે કે જે કોમે તેમને મારી નાખ્યાં અથવા દેશનિકાલ કર્યાં એ પછી તે બહુ સમય સુધી પોતાની જગ્યાએ ટકી ન શકી. પછી કાં તો ખુદાની આફતે તેને નષ્ટ કરી નાખી, અથવા અન્ય દુશ્મન કોમને તેની ઉપર વર્ચસ્વ આપી દીધું, અથવા એ જ નબીના અનુયાયીઓના હાથે તેને પરાજિત કરાવી દેવામાં આવી.

(૯૧) મુશ્કેલીઓ અને મુસીબતોના તોફાનનો ઉલ્લેખ કર્યા પછી તરત જ નમાઝ કાયમ કરવાનો હુકમ આપીને અલ્લાહતઆલાએ આ સુક્ષ્મ ઈશારો કર્યો છે કે જે મક્કમતા આવી પરિસ્થિતિમાં કોઈ પણ મુસલમાન માટે જરૂરી છે તે નમાઝ કાયમ કરવાથી પ્રાપ્ત થાય છે.

(૯૨) અમે دلوك الشمس નો અનુવાદ زوالِ آفتاب "સૂર્યના ઢળવા પછીથી" કર્યો છે. જો કે કેટલાક સહાબીઓ અને તાબેઈને دلوك નો અર્થ સૂર્યાસ્ત પણ કર્યો છે પરંતુ બહુમતીનો મત આ જ છે કે આનો અર્થ મધ્યાહ્‌ન પછી સૂર્યનું ઢળવું છે. હઝરત ઉમર રદિ., ઈબ્ને ઉમર રદિ., અનસ બિન માલિક રદિ., અબૂ

إِنَّ قُرْاٰنَ الْفَجْرِ كَانَ مَشْهُوْدًا ﴿٧٨﴾ وَمِنَ الَّيْلِ فَتَهَجَّدْ بِهٖ نَافِلَةً

**કેમ કે પરોઢનો કુર્આન મશહૂદ છે.[૯૫] અને રાત્રે તહજ્જુદ પઢો,[૯૬] આ તમારા માટે**

બરઝતુલ અસ્લમી રદિ., હસન બસરી રદિ., શઅબી રદિ., અતાઅ રદિ., મુજાહિદ રદિ. અને એક રિવાયતની રૂએ ઇબ્ને અબ્બાસ રદિ. પણ આ જ મતના છે. ઇમામ મુહમ્મદ બાકર અને ઇમામ જાફર સાદિક પાસેથી પણ આ જ કથન નોંધવામાં આવેલું છે. બલકે કેટલીક હદીસોમાં નબી સ.અ.વ. પોતાની પાસેથી પણ دلوك الشمس દુલુકિશ્શમ્સની આ જ સમજૂતી નોંધાયેલી છે. જો કે તેની સનદ બહુ કવી નથી.

(૯૩) કેટલાકના મતે ગસકલ્લૈલ એટલે ''રાતનું પૂરી રીતે અંધારી થઈ જવું'' છે. અને અમુક લોકો આનો અર્થ મધ્યરાત્રિ કરે છે. જો કે પહેલું કથન સ્વીકારવામાં આવે તો તેનાથી ઈશાના આરંભનો સમય એમ અર્થ થશે અને બીજા કથનને સાચું માનવામાં આવે તો આ ઈશારો ઈશાના આખરી સમય તરફ છે.

(૯૪) 'ફજ્ર'નો શબ્દકોશીય અર્થ ''પરોઢ'' છે, એટલે કે એ સમય કે જયારે સવારની સફેદી સૌ પ્રથમ રાતના અંધારાને ચીરીને પ્રગટ થાય છે.

ફજ્રના કુર્આનનો અર્થ ફજ્રની નમાઝ છે. કુર્આનેમજીદમાં નમાઝ માટે કોઈ જગ્યાએ સલાતનો શબ્દ વાપરવામાં આવ્યો છે અને કોઈ જગ્યાએ તેના અલગ અલગ ભાગોમાંથી કોઈ ભાગનું નામ લઈને સમગ્ર નમાઝનો અર્થ લેવામાં આવ્યો છે. દા.ત. તસ્બીહ, હમ્દ, ઝિક્ર, કયામ, રુકૂઅ, સુજૂદ વગેરે. આવી રીતે અહીં ફજ્ર વખતે કુર્આનપાઠ કરવાનો અર્થ માત્ર કુર્આનનું પઠન નથી બલકે નમાઝમાં કુર્આનનું પઠન છે. આવી રીતે કુર્આનેમજીદે ગૌણ રીતે ઈશારો કરી દીધો છે કે નમાઝમાં કયા કયા ભાગો હોવાં જોઈએ અને આ જ ઈશારાઓના માર્ગદર્શન હેઠળ નબી સ.અ.વ.એ નમાઝનું એ સ્વરૂપ નક્કી કરી દીધું જે મુસલમાનોમાં પ્રચલિત છે.

(૯૫) ફજ્રના કુર્આનના મશ્હૂદ હોવાનો અર્થ આ છે કે ખુદાના ફરિશ્તા તેના ગવાહ બને છે, જેમ કે હદીસોમાં સ્પષ્ટતાપૂર્વક જણાવવામાં આવ્યું છે. જો કે ફરિશ્તાઓ દરેક નમાઝ અને દરેક નેકીના સાક્ષી છે પરંતુ જયારે વિશેષરૂપે ફજ્રની નમાઝના કુર્આનપાઠ માટે તેમની ગવાહીનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે ત્યારે આનો સ્પષ્ટ અર્થ આ છે કે તેને એક વિશેષ મહત્ત્વ મળેલું છે. એટલા જ માટે નબી સ.અ.વ.એ ફજ્રની નમાઝમાં કુર્આનપઠન લાંબું કરવાની રીત અપનાવી અને આનું જ અનુસરણ સહાબીઓએ કર્યું અને ત્યાર પછીના ઇમામોએ આને મુસ્તહબ ઠરાવ્યું.

આ આયતમાં ટૂંકમાં આ જણાવવામાં આવ્યું છે કે પાંચ વખતની નમાઝ કે જે મે'રાજના સમયે ફરજિયાત કરવામાં આવી હતી, તેના સમયોની ગોઠવણી કેવી રીતે કરવામાં આવે. હુકમ આપવામાં આવ્યો કે એક નમાઝ તો સૂર્યોદય પહેલાં પઢી લેવામાં આવે અને બાકીની ચાર નમાઝો મધ્યાહ્ન પછીથી લઈને રાતનું અંધારૂં થઈ જાય ત્યાં સુધી પઢવામાં આવે. આના પછી આ હુકમની સમજૂતી માટે જિબ્રઈલ અ.સ.ને મોકલવામાં આવ્યાં જેમણે નમાઝના ચોક્કસ સમયોનું શિક્ષણ નબી સ.અ.વ.ને આપ્યું. એટલા માટે અબૂ દાઊદ અને તિર્મિઝીમાં ઇબ્નેઅબ્બાસ રદિ.ની રિવાયત છે કે નબી સ.અ.વ.એ કહ્યુંઃ

''જિબ્રઈલે બે વખત મને બૈતુલ્લાહની નજીક નમાઝ પઢાવી. પહેલા દિવસે ઝુહરની નમાઝ એવા સમયે પઢાવી કે જયારે સૂર્ય હજુ હમણાં જ ઢળ્યો હતો અને પડછાયો એક બુટની દોરીથી વધારે લાંબો ન હતો,

ત્યાર પછી અસ્રની નમાઝ એવા સમયે પઢાવી કે જયારે દરેક વસ્તુનો પડછાયો તેની પોતાની ઊંચાઈ જેટલો હતો, પછી મગરિબની નમાઝ બરાબર એ વખતે પઢાવી કે જયારે રોજદાર ઈફતાર કરે છે, પછી ઈશાની નમાઝ સૂર્યાસ્ત વખતની લાલી દૂર થયા પછી તરત જ પઢવી દીધી, અને ફજ્રની નમાઝ એ વખતે પઢાવી કે જયારે રોજદાર માટે ખાવું-પીવું હરામ થઈ જાય છે. બીજા દિવસે તેમણે ઝુહરની નમાઝ મને એ વખતે પઢાવી કે જયારે દરેક વસ્તુનો પડછાયો તેની ઊંચાઈ જેટલો હતો, અને અસ્રની નમાઝ એ વખતે પઢાવી કે જયારે દરેક વસ્તુનો પડછાયો તેની ઊંચાઈ કરતાં બમણો થઈ ગયો, અને મગરિબની નમાઝ એ વખતે પઢાવી કે જયારે રોજદાર ઈફતાર કરે છે, અને ઈશાની નમાઝ એક તૃત્યાંશ રાત પસાર થઈ ગઈ ત્યારે પઢાવી, અને ફજ્રની નમાઝ સારી પેઠે પ્રકાશ ફેલાઈ ગયા પછી. જિબ્રઈલ અ.સ.એ પાછા ફરીને મને કહ્યું કે હે મુહમ્મદ, આ જ સમયો નબીઓના નમાઝ પઢવાનાં છે, અને નમાઝોના સાચા સમયો આ બન્ને સમયોની વચ્ચે છે. (એટલે પહેલા દિવસે દરેક સમયના આરંભનો સમય અને બીજા દિવસે દરેક સમયના અંતનો સમય જણાવવામાં આવ્યો છે.દરેક સમયની નમાઝ આ બન્ને સમયોની વચ્ચે અદા થવી જોઈએ.)

કુર્આનેમજીદમાં પણ નમાઝોના આ પાંચેય સમયોની તરફ જુદા જુદા પ્રસંગોએ સંકેત આપવામાં આવ્યાં છે. સૂરઃ હૂદમાં છે કે

وَاَقِمِ الصَّلٰوةَ طَرَفَىِ النَّهَارِ وَزُلَفًا مِّنَ الَّيۡلِؕ (آیت ۱۱۴)

"નમાઝ કાયમ કર દિવસના બન્ને છેડાં ઉપર (એટલે કે ફજ્ર અને મગરિબ) અને થોડી રાત પસાર થઈ જાય ત્યારે (એટલે કે ઈશા)". (આયત ૧૧૪)

સૂરઃ તાહામાં છે કે

وَسَبِّحۡ بِحَمۡدِ رَبِّكَ قَبۡلَ طُلُوۡعِ الشَّمۡسِ وَقَبۡلَ غُرُوۡبِهَا ۚ وَمِنۡ اٰنَآىِٔ الَّيۡلِ فَسَبِّحۡ وَاَطۡرَافَ النَّهَارِ (آیت ۱۳۰)

"અને તારા માલિકની પ્રશંસા સાથે તેની પાકીનું વર્ણન કર, સૂર્યોદય પહેલાં (ફજ્ર) અને સૂર્યાસ્તની પહેલાં (અસ્ર) અને રાતના સમયોમાં, પછી પાકીનું વર્ણન કર (ઇશા) અને દિવસના છેડાં ઉપર (એટલે કે ફજ્ર, ઝુહર અને મગરિબ)". (આયત ૧૩૦)

ત્યાર પછી સૂરઃ રૂમમાં કહેવામાં આવ્યું:

فَسُبۡحٰنَ اللّٰهِ حِيۡنَ تُمۡسُوۡنَ وَحِيۡنَ تُصۡبِحُوۡنَ ﴿۱۷﴾ وَلَهُ الۡحَمۡدُ فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ وَعَشِيًّا وَّحِيۡنَ تُظۡهِرُوۡنَ (آیات ۱۷-۱۸)

"પછી અલ્લાહની પાકીનું વર્ણન કરો જયારે તમે સાંજ કરતાં હોવ (મગરિબ) અને જયારે સવાર કરતાં હોવ (ફજ્ર). તેના જ માટે પ્રશંસા છે આકાશોમાં અને ધરતીમાં. અને તેની પાકીનું વર્ણન કરો દિવસના અંતિમ ભાગમાં (અસ્ર) અને જયારે તમે બપોર કરો છો(ઝુહર). (આયતો ૧૭, ૧૮)

નમાઝના સમયોની આ વ્યવસ્થા નક્કી કરવામાં જે આશયોને ધ્યાનમાં રાખવામાં આવ્યાં છે તેમાંનો એક મહત્ત્વનો આશય આ પણ છે કે સૂર્યપૂજકોના પૂજાના સમયોથી દૂર રહેવામાં આવે. સૂર્ય દરેક જમાનામાં મુશ્રિકોનો સૌથી મોટો અથવા ધણો મોટો દેવ રહ્યો છે અને તેના જ ઉદય અને અસ્તના સમયો વિશેષરૂપે તેની પૂજાવિધિ માટેના સમય રહ્યાં છે, એટલા માટે આ સમયોમાં તો નમાઝ પઢવાનું હરામ કરી દેવામાં આવ્યું. આ

لَّكَ ۖ عَسٰۤى اَنۡ يَّبۡعَثَكَ رَبُّكَ مَقَامًا مَّحۡمُوۡدًا ﴿۷۹﴾ وَ قُلۡ
رَّبِّ اَدۡخِلۡنِىۡ مُدۡخَلَ صِدۡقٍ وَّ اَخۡرِجۡنِىۡ مُخۡرَجَ صِدۡقٍ

**નફલ છે,[૯૭] દૂર નથી કે તમારો માલિક તમને પ્રશંસા પામેલા મુકામ ઉપર પહોંચાડી દે.[૯૮]**

**અને દુઆ કરો કે પાલનહાર, મને જ્યાં પણ તું લઈ જા સત્યની સાથે લઈ જા અને જ્યાંથી પણ કાઢ સત્યની સાથે કાઢ[૯૯]**

ઉપરાંત સૂર્યની પૂજા મોટાભાગે તેના ચઢતા સમયોમાં કરવામાં આવતી રહી છે. એટલા માટે ઈસ્લામમાં હુકમ આપવામાં આવ્યો કે તમે દિવસની નમાઝો સૂર્યના ઢળ્યા પછી પઢવાનું શરૂ કરો અને ફજ્રની નમાઝ સૂર્યોદય પહેલાં જ પઢી લો. આ આશયને નબી સ.અ.વ.એ પોતે ઘણી હદીસોમાં દર્શાવ્યો છે. એક હદીસમાં હઝરત અમ્ર બિન અબસા રદિ. રિવાયત કરે છે કે મેં નબી સ.અ.વ.ને નમાઝના સમયો વિષે પૂછ્યું ત્યારે આપે કહ્યું:

"સવારની નમાઝ પઢો અને જયારે સૂર્ય નીકળવા લાગે ત્યારે નમાઝથી રોકાઈ જાઓ એટલે સુધી કે સૂર્ય ઊંચે આવી જાય કેમ કે સૂર્ય જયારે નીકળે છે ત્યારે શેતાનના શિંગડાં વચ્ચેથી નીકળે છે અને એ વખતે કાફિરો તેને નમન કરે છે."

صل صلوة الصبح ثم اقصر عن الصلوة حين تطلع الشمس حتى ترتفع فانها تطلع حين تطلع بين قرنى الشيطن وحينئذ يسجد له الكفار.

પછી આપે અસ્રની નમાઝનો ઉલ્લેખ કર્યા પછી કહ્યું:

"પછી નમાઝથી અટકી જાઓ એટલે સુધી કે સૂર્ય આથમી જાય કેમ કે સૂર્ય શેતાનના શિંગડાંઓ વચ્ચે અસ્ત પામે છે અને એ વખતે કાફિરો તેને નમન કરે છે." (રવાહુ મુસ્લિમ)

ثم اقصر عن الصلوة حتى تغرب الشمس فانها تغرب بين قرنى الشيطن وحينئذ يسجد لها الكفار (رواه مسلم)

આ હદીસમાં સૂર્યના શેતાનના શિંગડાં વચ્ચેથી ઊગવું અને આથમવું એ એક રૂપક છે. આના ઉપરથી આ ખ્યાલ આપવાનો આશય છે કે શેતાન તેના નીકળવાના અને ડૂબવાના સમયોને લોકોના માટે એક મોટો ફિત્નો બનાવી દે છે. બીજા શબ્દોમાં જયારે લોકો તેને નીકળતો અને ડૂબતો જોઈને નમી પડે છે ત્યારે એવું લાગે છે કે શેતાન તેને તેના માથા ઉપર ઊંચકીને આવ્યો છે અને માથા ઉપર જ લઈને જઈ રહ્યો છે. આ રૂપકનો કોયડો નબી સ.અ.વ.એ પોતે પોતાના આ કથનમાં ઊકેલી દીધો છે કે "એ વખતે કાફિરો તેને નમન કરે છે."

(૯૬) "તહજ્જુદ" નો અર્થ ઊંઘ તોડીને ઊઠવાનો છે. તેથી રાતના સમયે તહજ્જુદ કરવાનો અર્થ આ છે કે રાતનો એક ભાગ ઊંઘ્યા પછી ફરી ઊઠીને નમાઝ પઢવામાં આવે.

(૯૭) "નફલ" નો અર્થ "ફર્ઝ ઉપરાંત" છે. આમાંથી આપોઆપ આ ઈશારો મળ્યો કે એ પાંચ નમાઝો કે જેના સમયોની વ્યવસ્થા પહેલી આયતમાં જણાવવામાં આવી હતી ફર્ઝ છે, અને આ છઠ્ઠી નમાઝ ફર્ઝ ઉપરાંતની છે.

وَّاجْعَلْ لِّيْ مِنْ لَّدُنْكَ سُلْطٰنًا نَّصِيْرًا ۝٨٠ وَقُلْ جَآءَ
الْحَقُّ وَزَهَقَ الْبَاطِلُ ۭ اِنَّ الْبَاطِلَ كَانَ زَهُوْقًا ۝٨١

**અને તારા તરફથી એક સત્તાને મારી મદદગાર બનાવી દે.**[૧૦૦]

**અને એલાન કરી દો કે "સત્ય આવી ગયું અને અસત્ય નાશ પામ્યું, અસત્ય તો નાશ જ પામવાનું છે."**[૧૦૧]

(૯૮) એટલે કે દુનિયા તથા આખિરતમાં તમને એવા દરજ્જા ઉપર પહોંચાડી દે જયાં તમે તમામ મખ્લૂકના પ્રશંસા સામેલા બનીને રહો, તમારી ઉપર ચારે તરફથી પ્રંશસાની વર્ષા થાય, અને તમારૂં અસ્તિત્વ એક પ્રશંસનીય હસ્તી બની રહે. આજે તમારા વિરોધીઓ તમારી સ્વાગતમાં ગાળો અને અપશબ્દો બોલી રહ્યાં છે અને દેશભરમાં તમને બદનામ કરવા માટે ખોટાં આક્ષેપોનું એક તોફાન ઊભું કરી દીધું છે પરંતુ એ સમય હવે દૂર નથી કે જયારે દુનિયા તમારી પ્રશંસાઓથી ગાજી ઊઠશે અને આખિરતમાં પણ તમે તમામ મખ્લૂકનાં પ્રશંસા પામેલા બનીને રહેશો. કયામતના દિવસે નબી સ.અ.વ.નું ગુનાઓની માફીના મુકામે હોવું તે પણ આ જ પ્રશંસિત હોવાના દરજ્જાનો એક ભાગ છે.

(૯૯) આ દુઆ કરવાની શિખામણ ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે હિજરતનો સમય હવે સાવ નજીક આવી ગયો હતો. એટલા માટે કહેવામાં આવ્યું કે તમારી દુઆ આ હોવી જોઈએ કે સચ્ચાઈનો સાથ કોઈ પણ સંજોગોમાં તમારાથી ન છૂટે, જયાંથી પણ નીકળો સચ્ચાઈની ખાતર નીકળો અને જયાં પણ જાઓ સચ્ચાઈની સાથે જાઓ.

(૧૦૦) એટલે કાં તો મને પોતાને સત્તા આપ અથવા કોઈ રાજયને મારો મદદગાર બનાવી દે કે જેથી તેની તાકાત વડે હું દુનિયાના આ બગાડને સુધારી શકું, બિભસ્તતા અને ગુનાખોરીના આ પૂરને રોકી શકું, અને તારા ન્યાયના કાનૂનને લાગુ કરી શકું. આ જ અર્થઘટન આ આયતનું હસન બસરી અને કતાદાએ કર્યું છે અને આને જ ઈબ્ને જરીર અને ઈબ્ને કસીર જેવા ઉચ્ચ દરજ્જાના તફસીરકર્તાઓએ અખત્યાર કર્યું છે, અને આ જ અર્થઘટનને નબી સ.અ.વ.ની આ હદીસ ટેકો આપે છે اِنَّ اللّٰهَ لَيَزَعُ بِالسُّلْطَانِ مَالَا يَزَعُ بِالْقُرْاٰنِ એટલે કે "અલ્લાહતઆલા રાજયની સત્તા વડે એ વસ્તુઓને અટકાવી દે છે જેમને કુર્આન વડે અટકાવતો નથી." આના ઉપરથી જણાયું કે ઈસ્લામ દુનિયામાં જે સુધારો ઈચ્છે છે તે માત્ર ઉપદેશ અને શિખામણ વડે થઈ શકતો નથી બલકે તેને અમલી બનાવવા માટે રાજકીય શક્તિની પણ જરૂર છે. બીજું, જયારે આ દુઆ અલ્લાહતઆલાએ પોતે તેના નબીને શિખવાડી છે ત્યારે આના ઉપરથી એ પણ સાબિત થઈ ગયું કે દીનની સ્થાપના માટે તેમજ શરીઅતના કાનૂન તથા અલ્લાહની હદોને લાગુ કરવા માટે રાજય ઈચ્છવું તથા તેની પ્રાપ્તિ માટે પ્રયાસ કરવો ફકત કાયદેસર જ નથી બલકે ઈચ્છનીય છે અને કર્તવ્યનો ભાગ છે અને એ લોકો ખોટાં છે જે આને દુનિયાપરસ્તી અથવા દુનિયાની ચાહતના અર્થમાં ગણે છે. દુનિયાપરસ્તી તો આ છે કે કોઈ માણસ પોતાના માટે રાજયની કામના ધરાવતો હોય. જયારે ખુદાના દીન માટે રાજયની કામના કરવી, તો આ દુનિયાપરસ્તી નથી બલકે ખુદાપરસ્તીનો

وَ نُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ مَا هُوَ شِفَآءٌ وَّ رَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ ۙ وَ لَا
يَزِيْدُ الظّٰلِمِيْنَ اِلَّا خَسَارًا ﴿٨٢﴾ وَ اِذَاۤ اَنْعَمْنَا عَلَى الْاِنْسَانِ
اَعْرَضَ وَ نَاٰ بِجَانِبِهٖ ۚ وَ اِذَا مَسَّهُ الشَّرُّ كَانَ يَـُٔوْسًا ﴿٨٣﴾ قُلْ
كُلٌّ يَّعْمَلُ عَلٰى شَاكِلَتِهٖ ؕ فَرَبُّكُمْ اَعْلَمُ بِمَنْ هُوَ اَهْدٰى سَبِيْلًا ﴿٨٤﴾ ع
وَ يَسْـَٔلُوْنَكَ عَنِ الرُّوْحِ ؕ قُلِ الرُّوْحُ مِنْ اَمْرِ رَبِّيْ وَ مَاۤ اُوْتِيْتُمْ

રુકૂઅ ૯

**અમે આ કુર્આનના ઊતરાણની શ્રૃંખલામાં એ બધું ઊતારી રહ્યાં છીએ જે માનનારાઓ માટે તો સ્વાસ્થ્ય અને કૃપા છે, પરંતુ જુલમીઓ માટે ખોટ સિવાય બીજી કોઈ વસ્તુમાં વધારો કરતો નથી,[૧૦૨] માણસની હાલત આ છે કે જ્યારે અમે તેને નિયામત આપીએ છીએ ત્યારે તે ઘમંડ કરે છે અને પીઠ ફેરવી લે છે, અને જ્યારે થોડીક મુસીબતમાં મૂકાય છે ત્યારે નિરાશ થવા માંડે છે. હે નબી, આ લોકોને કહી દો કે ''દરેક પોતપોતાની રીત ઉપર અમલ કરી રહ્યો છે, હવે આ તમારો માલિક જ સારી રીતે જાણે છે કે સીધા માર્ગ ઉપર કોણ છે. (રુકૂઅ ૯)**

**આ લોકો તમને રૂહ વિષે પૂછે છે. કહો ''આ રૂહ મારા માલિકના હુકમથી આવે છે, પરંતુ તમે લોકોએ**

જ બરાબર તકાદો છે. જો જિહાદ માટે તલવારની ઇચ્છા કરવી ગુનો નથી તો શરીઅતના કાનૂની આદેશોને લાગુ કરવા માટે રાજકીય સત્તાની કામના કેવી રીતે ગુનો બની જશે ?

(૧૦૧) આ એલાન એ વખતે કરવામાં આવ્યો હતો કે જ્યારે મુસલમાનોની એક મોટી સંખ્યા મક્કા છોડીને હબશમાં આશ્રય લઈ રહી હતી અને બાકીના મુસલમાનો ભારે લાચારી અને જુલમની હાલતમાં મક્કા તથા મક્કાની આસપાસના વિસ્તારમાં જીવન ગુજારી રહ્યા હતાં અને ખુદ નબી સ.અ.વ.ના પ્રાણ પણ દરેક પળે જોખમમાં હતાં. એ વખતે દેખીતી રીતે અસત્યનું વર્ચસ્વ હતું અને સત્યના વર્ચસ્વના ચિહ્નો દૂર દૂર સુધી પણ ક્યાંય દેખાતા ન હતાં પરંતુ આ જ સ્થિતિમાં નબી સ.અ.વ.ને હુકમ આપવામાં આવ્યો કે તમે સ્પષ્ટ શબ્દોમાં આ અસત્યવાદીઓને સંભળાવી દો કે સત્ય આવી ગયું અને અસત્ય નાશ પામ્યું. આવા સમયમાં આવું વિચિત્ર એલાન લોકોને માત્ર વાણીવિલાસ લાગ્યો અને તેમણે તેને હસી કાઢ્યો. પરંતુ આને નવ વર્ષ જ થયા હતાં ત્યાં નબી સ.અ.વ. આ જ મક્કા શહેરમાં વિજેતાની હેસિયતથી દાખલ થયાં અને આપે કા'બામાં જઈને એ અસત્યને નષ્ટ કરી દીધું જે ૩૬૦ મૂર્તિઓના રૂપમાં ત્યાં સજાવેલું હતું. બુખારીમાં હઝરત અબદુલ્લાહ બિન મસઊદ રદિ.નું કથન છે કે મક્કાવિજયના દિવસે નબી સ.અ.વ. કા'બામાં આવેલી મૂર્તિઓ ઉપર પ્રહાર કરી રહ્યા હતાં અને આપની જીભ ઉપર આ શબ્દો હતાં. جَآءَ الْحَقُّ وَزَهَقَ الْبَاطِلُ اِنَّ الْبَاطِلَ كَانَ زَهُوْقًا ۔ جَآءَ الْحَقُّ وَمَا يُبْدِئُ الْبَاطِلُ وَمَا يُعِيْدُ ۔

مِّنَ الْعِلْمِ اِلَّا قَلِيْلًا ﴿٨٥﴾ وَلَئِنْ شِئْنَا لَنَذْهَبَنَّ بِالَّذِيْٓ اَوْحَيْنَآ

**જ્ઞાનમાંથી ભાગ્યે જ હિસ્સો મેળવ્યો છે.''[૧૦૩] અને હે મુહમ્મદ, અમે ઈચ્છીએ તો એ બધું જ તમારી પાસેથી છીનવી લઈએ જે અમે વહી દ્વારા**

(૧૦૨) એટલે કે જે લોકો આ કુર્આનને તેમનો માર્ગદર્શક અને તેમના માટે કાયદાનું પુસ્તક માની લે તેમના માટે તો આ કુર્આન ખુદાની કૃપા તેમજ તેમના તમામ માનસિક, મનોવૈજ્ઞાનિક, નૈતિક અને સામાજિક રોગોનો ઈલાજ છે. પરંતુ જે જુલમીઓ આને રદ કરીને તથા તેના માર્ગદર્શન તરફથી મોઢું ફેરવીને પોતાની જાત સાથે અન્યાય કરે તેમને આ કુર્આન એ હાલત ઉપર પણ રહેવા દેતો નથી જેની ઉપર તેઓ આના ઊતરાણ અથવા આને જાણવા પહેલાં હતાં, બલકે આ તેમને ઊલટાનું આના કરતાં પણ વધારે નુકસાનમાં નાખી દે છે. આનું કારણ આ છે કે જ્યાં સુધી કુર્આન આવ્યું ન હતું અને જ્યાં સુધી તેઓ આનાથી વાકેફ થયા ન હતાં, તેનું નુકસાન માત્ર અજ્ઞાનનું નુકસાન હતું. પરંતુ જ્યારે કુર્આન તેમની સામે આવી ગયું અને તેણે સત્ય અને અસત્યનો ભેદ ખોલીને બતાવી દીધો ત્યારે તેમની ઉપર ખુદાની દલીલ પૂર્ણ થઈ ગઈ. હવે જો તેઓ આને રદ કરીને ગુમરાહીનો આગ્રહ રાખતાં હોય તો આનો અર્થ આ છે કે તેઓ અજ્ઞાની નથી બલકે જુલમી, અસત્યવાદી અને સત્યથી નફરત કરનારાં છે. હવે તેમની હેસિયત આ છે જે ઝેર અને ઝેરના મારણ બન્નેને જોઈને ઝેરને પસંદ કરનારની હોય છે. હવે તેમની ગુમરાહીના પૂરા જવાબદાર તથા જે કોઈ ગુનો હવે પછી તેઓ કરે તેની પૂરી સજાના હક્કદાર છે. આ નુકસાન અજ્ઞાનનું નથી બલકે ફિત્નાખોરીનું પરિણામ છે જે અજ્ઞાનના નુકસાન કરતાં વધારે જ હોવું જોઈએ. આ જ વાતને નબી સ.અ.વ.એ એક ટૂંકા છતાં અર્થસભર વાક્યમાં કહી છે કે القرآن حجة لك او عليك એટલે કે કુર્આન કાં તો તારી તરફેણમાં દલીલ છે અથવા પછી તારી વિરૂદ્ધ દલીલ.

(૧૦૩) સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે અહીં રૂહનો અર્થ આત્મા છે, એટલે કે લોકોએ નબી સ.અ.વ.ને જીવાત્મા વિષે પૂછયુ હતું કે તેની હકીકત શું છે, અને તેનો જવાબ આ આપવામાં આવ્યો કે તે અલ્લાહના હુકમથી આવે છે. પરંતુ અમને આ અર્થ સ્વીકારવા સામે ભારે વાંધો છે કેમ કે આ અર્થ માત્ર એ જ સંજોગોમાં લઈ શકાય કે જ્યારે સંદર્ભની અવગણના કરવામાં આવે અને વાતને અનુસંધાનથી સાવ અલગ કરીને આ આયતને એક સ્વતંત્ર વાક્યની હેસિયતથી લેવામાં આવે. નહીં તો જો આગળથી ચાલી આવતી વાતને ધ્યાનમાં રાખીને જોવામાં આવે તો રૂહને આત્માના અર્થમાં લેવાથી ફકરામાં ભારે અસંબદ્ધતા અનુભવાય છે અને આ વાતનું કોઈ તાર્કિક કારણ સમજાતું નથી કે જ્યાં પહેલી ત્રણ આયતોમાં કુર્આનના સ્વાસ્થ્યના નુસ્ખો હોવા માટે તેમજ કુર્આનનો ઈનકાર કરનારાના જાલિમ અને નિયામતનો ઈનકાર કરનારા હોવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, અને જ્યાં પછીની આયતોમાં ફરીથી કુર્આનના ખુદાઈ વાણી હોવા માટે દલીલ કરવામાં આવી છે, ત્યાં છેવટે કયા અનુસંધાનમાં આ વિષય આવી ગયો કે પ્રાણીઓમાં જીવ ખુદાના હુકમથી આવે છે?

ફકરાના સંદર્ભને નજર સમક્ષ રાખીને જોવામાં આવે તો સ્પષ્ટપણે જણાય છે કે અત્રે ''રૂહ''નો અર્થ વહી અથવા વહી લાવનાર ફરિશ્તો જ હોઈ શકે છે. મુશ્રિકોનો સવાલ હકીકતમાં આ હતો કે આ કુર્આન તમે ક્યાંથી લાવો છો? આના જવાબમાં અલ્લાહતઆલા કહે છે કે હે મુહમ્મદ, તમને આ લોકો રૂહ, એટલે કે કુર્આનના સ્રોત,અથવા કુર્આન પ્રાપ્તિના માધ્યમ વિષે પૂછી રહ્યાં છે તેમને જણાવી દો કે રૂહ મારા માલિકના હુકમથી આવે છે

اِلَيۡكَ ثُمَّ لَا تَجِدُ لَكَ بِهٖ عَلَيۡنَا وَكِيۡلًا ۙ﴿۸۶﴾ اِلَّا رَحۡمَةً مِّنۡ
رَّبِّكَ‌ ؕ اِنَّ فَضۡلَهٗ كَانَ عَلَيۡكَ كَبِيۡرًا ﴿۸۷﴾ قُلْ لَّـئِنِ اجۡتَمَعَتِ
الۡاِنۡسُ وَالۡجِنُّ عَلٰٓى اَنۡ يَّاۡتُوۡا بِمِثۡلِ هٰذَا الۡقُرۡاٰنِ لَا
يَاۡتُوۡنَ بِمِثۡلِهٖ وَلَوۡ كَانَ بَعۡضُهُمۡ لِبَعۡضٍ ظَهِيۡرًا ﴿۸۸﴾

**તમને એનાયત કરેલું છે, પછી તમે અમારી સામે કોઈ મદદગાર મેળવશો નહીં જે તેને પાછું અપાવી શકે. આ તો જે કંઈ તમને મળ્યું છે તમારા માલિકની કૃપાથી મળ્યું છે, હકીકતમાં તમારી ઉપર તેની કૃપા ઘણી મોટી છે.[૧૦૪] કહી દો કે જો માનવજાત અને જિન્નાત બધાં ભેગા મળીને આ કુર્આન જેવી કોઈ વસ્તુ લાવવાનો પ્રયત્ન કરે તો લાવી શકશે નહીં, ભલે તે બધાં એકબીજાના મદદગાર જ કેમન હોય.[૧૦૫]**

પરંતુ તમે લોકોએ જ્ઞાનમાંથી એટલો ઓછો હિસ્સો મેળવ્યો છે કે તમે માનવરચિત કલામ અને રબની વહીના માધ્યમ વડે ઊતરનાર કલામ વચ્ચેનો ભેદ સમજતાં નથી અને આ કલામ સામે આ શંકા કરો છો કે તેને કોઈ માણસ ઘડી રહ્યો છે.

આ તફસીર માત્ર એટલા જ માટે પસંદગી આપવાને લાયક નથી કે પહેલાંનું પ્રવચન અને પછીનું પ્રવચન બન્નેની સાથે આયતનો સંબંધ આ જ અર્થનો તકાદો કરે છે, બલકે ખુદ કુર્આનેમજીદમાં પણ બીજી જગ્યાએ આ વિષય લગભગ આ જ શબ્દોમાં વર્ણવવામાં આવ્યો છે, જેમ કે સૂરઃ મુ'મિનમાં કહ્યું છે કે يُلۡقِى الرُّوۡحَ مِنۡ اَمۡرِهٖ عَلٰى مَنۡ يَّشَآءُ مِنۡ عِبَادِهٖ لِيُنۡذِرَ يَوۡمَ التَّلَاقِ "તે તેના હુકમ વડે તેના જે બંદા ઉપર ઇચ્છે છે રૂહ ઊતારે છે કે જેથી તે લોકોને ભેગાં થવાના દિવસથી સાવધાન કરી દે. (આયત ૧૫) અને સૂરઃ શૂરામાં કહ્યું وَكَذٰلِكَ اَوۡحَيۡنَاۤ اِلَيۡكَ رُوۡحًا مِّنۡ اَمۡرِنَا‌ ؕ مَا كُنۡتَ تَدۡرِىۡ مَا الۡكِتٰبُ وَلَا الۡاِيۡمَانُ "અને આવી જ રીતે અમે તારી તરફ એક રૂહ અમારા હુકમથી મોકલી. તું જાણતો ન હતો કે ગ્રંથ શું હોય છે અને ઈમાન શું છે." (આયત પર)

આરંભના વિદ્વાનોમાંથી ઇબ્નેઅબ્બાસ રદિ., કતાદા અને હસન બસરીએ પણ આ જ તફસીર અપનાવી છે. ઇબ્નેજરીરે આ કથનને કતાદાના હવાલાથી ઇબ્નેઅબ્બાસના નામે નોંધ્યું છે, પરંતુ આ વિચિત્ર વાત લખી છે કે ઇબ્નેઅબ્બાસ આ વિચારને છૂપું રાખીને વર્ણવતા હતાં. રૂહુલમઆનીના લેખક હસન તથા કતાદાનું આ કથન નોંધે છે કે "રૂહનો અર્થ જિબ્રઈલ છે અને સવાલ હકીકતમાં આ હતો કે તેઓ કેવી રીતે ઊતરે છે અને કેવી રીતે નબી સ.અ.વ.ના હૃદય ઉપર ગેબી સંકેત નાખવામાં આવે છે.

(૧૦૪) સંબોધન દેખીતી રીતે નબી સ.અ.વ.ને કરવામાં આવ્યું છે પરંતુ ઉદ્દેશ્ય હકીકતમાં કાફિરોને સંભળાવવાનો છે જે કુર્આનને નબી સ.અ.વ.નું પોતાનું ઘડેલું અથવા કોઈ માણસ દ્વારા પડદા પાછળ રહીને શિખવાડેલું કલામ કહેતા હતાં. તેમને કહેવામાં આવી રહ્યું છે કે આ કલામ પયગમ્બરે ઘડેલું નથી બલકે અમે

وَ لَقَدۡ صَرَّفۡنَا لِلنَّاسِ فِیۡ هٰذَا الۡقُرۡاٰنِ مِنۡ کُلِّ مَثَلٍ ۫ فَاَبٰۤی اَکۡثَرُ النَّاسِ اِلَّا کُفُوۡرًا ﴿۸۹﴾ وَ قَالُوۡا لَنۡ نُّؤۡمِنَ لَکَ حَتّٰی تَفۡجُرَ لَنَا مِنَ الۡاَرۡضِ یَنۡۢبُوۡعًا ﴿ۙ۹۰﴾ اَوۡ تَکُوۡنَ لَکَ جَنَّۃٌ مِّنۡ نَّخِیۡلٍ وَّ عِنَبٍ فَتُفَجِّرَ الۡاَنۡهٰرَ خِلٰلَهَا تَفۡجِیۡرًا ﴿ۙ۹۱﴾ اَوۡ تُسۡقِطَ السَّمَآءَ کَمَا زَعَمۡتَ عَلَیۡنَا کِسَفًا

**અમે આ કુર્આનમાં લોકોને અલગ અલગ રીતે સમજાવ્યાં પરંતુ મોટાભાગના લોકો ઈનકાર ઉપર જ મક્કમ રહ્યાં. અને તેમણે કહ્યું ‘‘અમે તારી વાત નહીં માનીએ જ્યાં સુધી તું અમારા માટે જમીન ફાડીને એક ઝરણું વહેવડાવી ન આપે. અથવા તારા માટે ખજૂર અને દ્રાક્ષનો એક બગીચો પેદા થાય અને તું તેમાં નદીઓ વહેવડાવી દે. અથવા તું આકાશના ટૂકડેટૂકડાં કરીને અમારી ઉપર પાડી દે જેમકે તારો દાવો છે.**

એનાયત કરેલું છે અને અમે જો તેને છીનવી લઈએ તો ન તો પયગમ્બરની આ તાકાત છે કે તે આવો કલામ લખીને લાવી શકે અને ન તો કોઈ બીજી તાકાત એવી છે કે જે તેને આવી ચમત્કારી કિતાબ રજૂ કરવાને લાયક બનાવી શકે.

(૧૦૫) આ પડકાર આ અગાઉ કુર્આનેમજીદમાં ત્રણ જગ્યાએ આવી ગયો છે. સૂરઃ બકરહ, આયત ૨૩, ૨૪ સૂરઃ યૂનુસ, આયત ૩૭ અને સૂરઃ હૂદ, આયત ૧૩. હવે પછી સૂરઃ તૂરમાં ૩૩,૩૪ આયતોમાં પણ આ જ વિષય આવી રહ્યો છે. આ બધી જ જગ્યાએ આ વાત કાફિરોના એ આક્ષેપના જવાબમાં કહેવામાં આવી છે કે મુહમ્મદ (સ.અ.વ.) એ જાતે આ કુર્આન લખી લીધું છે અને અમસ્તાં જ તેઓ તેને ખુદાની વાણી બનાવીને રજૂ કરી રહ્યાં છે. આ ઉપરાંત સૂરઃ યૂનુસની ૧૬મી આયતમાં આ જ આરોપનું ખંડન કરતાં આ પણ કહેવામાં આવ્યું કે قُلۡ لَّوۡ شَآءَ اللّٰهُ مَا تَلَوۡتُهٗ عَلَیۡکُمۡ وَ لَاۤ اَدۡرٰىکُمۡ بِهٖ ۫ۖ فَقَدۡ لَبِثۡتُ فِیۡکُمۡ عُمُرًا مِّنۡ قَبۡلِهٖ ؕ اَفَلَا تَعۡقِلُوۡنَ એટલે કે ‘‘હે મુહમ્મદ, આમને કહો કે જો અલ્લાહે આ ઈચ્છયું ન હોત કે હું આ કુર્આન તમને સંભળાવું તો હું કદાપિ સંભળાવી શક્તો ન હતો બલકે અલ્લાહ તમને આની ખબર સુદ્ધાં ન આપત. છેવટે હું તમારી વચ્ચે એક ઉંમર ગુજારી ગયેલો છું, શું તમે આટલું પણ નથી સમજતાં?’’

આ આયતોમાં કુર્આનના અલ્લાહના કલામ હોવા માટે જે દલીલ આપવામાં આવી છે તે હકીકતમાં ત્રણ દલીલોનું સંમિશ્રણ છેઃ

એક આ કે આ કુર્આન પોતાની ભાષા, વર્ણનશૈલી, દલીલની પદ્ધતિ, વિષયો, ચર્ચાઓ, શિક્ષણ અને ગેબની ખબરોની દૃષ્ટિએ એક ચમત્કાર છે જેનો દાખલો લાવવો માનવશક્તિની બહાર છે. તમે કહો છો કે આને એક માનવીએ લખ્યું છે પરંતુ અમે કહીએ છીએ કે તમામ દુનિયાના લોકો ભેગાં મળીને આવું પુસ્તક લખી શકતાં નથી, બલકે જો એ જિન્નાતો જેમને મુશ્રિકોએ તેમના દેવતા બનાવી લીધેલાં છે અને જેમની પૂજનીયતા ઉપર આ ગ્રંથ ખુલ્લો પ્રહાર કરી રહ્યું છે, કુર્આનના ઈનકાર કરનારા લોકોની મદદ માટે ભેગાં થઈ જાય તો તેઓ પણ તેમને

أَوْ تَأْتِيَ بِاللّٰهِ وَالْمَلٰٓئِكَةِ قَبِيْلًا ﴿٩٢﴾ أَوْ يَكُوْنَ لَكَ بَيْتٌ مِّنْ
زُخْرُفٍ أَوْ تَرْقٰى فِي السَّمَآءِ ؕ وَلَنْ نُّؤْمِنَ لِرُقِيِّكَ حَتّٰى تُنَزِّلَ عَلَيْنَا
كِتٰبًا نَّقْرَؤُهٗ ؕ قُلْ سُبْحَانَ رَبِّيْ هَلْ كُنْتُ إِلَّا بَشَرًا رَّسُوْلًا ﴿٩٣﴾

રુકૂઅ ૧૦

**અથવા અલ્લાહ અને ફરિશ્તાઓને રૂબરૂ અમારી સામે લઈ આવે. અથવા તારા માટે સોનાનું એક ઘર બની જાય. અથવા તું આકાશમાં ચઢી જાય, અને તારા ચઢવાનો પણ અમે વિશ્વાસ કરીશું નહીં જ્યાં સુધી તું અમારી ઉપર એક એવું લખાણ ઊતારી ન લાવે જેને અમે વાંચીએ'' —— હે મુહમ્મદ, આમને કહો ''પાક છે મારો પાલનહાર ! શું હું એક સંદેશો લાવનાર માનવી સિવાય બીજું પણ કંઈ છું ?''[૧૦૬] (રુકૂઅ ૧૦)**

આ લાયક બનાવી શકતાં નથી કે કુર્આનના દરજ્જાનું પુસ્તક લખીને આ પડકારને રદ કરી શકે.

બીજું આ કે મુહમ્મદ સ.અ.વ. ક્યાંય બહારથી એકાએક તમારી વચ્ચે પ્રગટ થઈ ગયેલાં નથી બલકે આ કુર્આનના ઊતરાણ પહેલાં પણ ૪૦ વર્ષ તમારી વચ્ચે રહેલાં છે. શું નબૂવ્વતના દાવાના એક દિવસ પહેલાં પણ ક્યારેય તમે તેમના મોઢેથી આ પ્રકારની વાણી અને આ સમસ્યાઓ અને વિષયો ઉપર આધારિત વાણી સાંભળી હતી? જો સાંભળી ન હતી, અને ખાત્રીપૂર્વક સાંભળી ન હતી, તો શું આ વાત તમારી સમજમાં આવે છે કે કોઈ માણસની ભાષા, વિચારો, માહિતી અને ચિંતન અને વર્ણનની શૈલીમાં એકાએક આવો ફેરફાર આવી શકે છે?

ત્રીજું આ કે, મુહમ્મદ સ.અ.વ.તમને કુર્આન સંભળાવીને ક્યાંય ગાયબ થઈ જતાં નથી બલકે તમારી વચ્ચે જ રહે છે. તમે તેમના મુખેથી કુર્આન પણ સાંભળો છો અને બીજી વાતચીત અને પ્રવચનો પણ સાંભળતાં રહો છો. કુર્આનની વાણી અને મુહમ્મદ સ.અ.વ.ની પોતાની વાણીમાં ભાષા અને શૈલીનો આવો દેખીતો ભેદ છે કે કોઈ એક માણસની બે આટલી હદે અલગ શૈલીઓ ક્યારેય હોઈ શકે નહીં. આ ફરક માત્ર એ જ જમાનામાં સ્પષ્ટ ન હતો જ્યારે નબી સ.અ.વ.પોતાના દેશના લોકોમાં રહેતા હતાં બલકે આજે પણ હદીસના પુસ્તકોમાં આપના સેંકડો કથનો અને પ્રવચનો મોજૂદ છે. તેમની ભાષા અને શૈલી કુર્આનની ભાષા અને શૈલી કરતાં એટલી હદે ભિન્ન છે કે ભાષા અને સાહિત્યનો ભેદ પારખનાર કોઈ પણ આલોચક આ કહેવાની હિંમત કરી શકતો નથી કે આ બન્ને એક જ માણસની વાણી હોઈ શકે છે. (વધુ સમજૂતી માટે જૂઓ, સૂરઃ યૂનુસ, નોંધ ક્રમાંક ૨૧, સૂરઃ તૂર, નોંધ ક્રમાંક ૨૨ થી ૨૭)

(૧૦૬) ચમત્કારોની માગણીનો એક જવાબ આની પહેલાં આયત ૫૯ وَمَا مَنَعَنَآ أَنْ نُّرْسِلَ بِالْاٰيٰتِ માં આવી ગયો છે. હવે અહીં આ જ માગણીનો બીજો જવાબ આપવામાં આવ્યો છે. આ ટૂંકા જવાબની અર્થસભરતા પ્રશંસાથી પર છે. વિરોધીઓની માગણી હતી કે જો તમે પયગમ્બર હોવ તો હમણાં જ જમીનની તરફ એક ઈશારો કરો અને અચાનક એક ઝરણું ફૂટી નીકળે, અથવા તરત જ એક હરિયાળો બગીચો ઊભો થઈ જાય અને

وَمَا مَنَعَ النَّاسَ اَنْ يُّؤْمِنُوْٓا اِذْ جَآءَهُمُ الْهُدٰٓى اِلَّآ اَنْ قَالُوْٓا
اَبَعَثَ اللّٰهُ بَشَرًا رَّسُوْلًا ﴿٩٤﴾ قُلْ لَّوْ كَانَ فِى الْاَرْضِ مَلٰٓئِكَةٌ يَّمْشُوْنَ
مُطْمَئِنِّيْنَ لَنَزَّلْنَا عَلَيْهِمْ مِّنَ السَّمَآءِ مَلَكًا رَّسُوْلًا ﴿٩٥﴾

---

**લોકો સમક્ષ જ્યારે પણ માર્ગદર્શન આવ્યું ત્યારે તેની ઉપર ઈમાન લાવવાથી તેમને કોઈ વસ્તુએ રોક્યાં નહીં પરંતુ તેમના આ જ કથને કે ''શું અલ્લાહે મનુષ્યને પયગમ્બર બનાવીને મોકલી દીધો ?''[૧૦૭] આમને કહો જો ધરતી ઉપર ફરિશ્તા શાંતિપૂર્વક હરીફરી રહ્યાં હોત તો અમે ચોક્કસ આકાશમાંથી કોઈ ફરિશ્તાને જ તેમના માટે પયગમ્બર બનાવીને મોકલત.[૧૦૮]**

---

તેમાં નહેરો વહેવા માંડે. આકાશની તરફ ઈશારો કરો અને તમને ખોટા કહેનારા લોકો ઉપર આકાશ ટૂકડેટૂકડાં થઈને પડે. એક ફૂંક મારો અને પલકવારમાં સોનાનો એક મહેલ બનીને તૈયાર થઈ જાય. એક સાદ પાડો અને અમારી સામે ખુદા અને તેના ફરિશ્તા તરત જ આવીને ઊભાં થઈ જાય અને તેઓ સાક્ષી આપે કે અમે જ મુહમ્મદને પયગમ્બર બનાવીને મોકલ્યાં છે. અમારી નજર સામે આકાશ ઉપર ચઢી જાઓ અને અલ્લાહ પાસેથી એક પત્ર અમારા નામે લખાવીને લઈ આવો જેને અમે હાથ વડે સ્પર્શ કરીએ અને આંખોથી વાંચીએ —— આ લાંબી માગણીઓનો આ જવાબ આપીને વાત પૂરી કરી દેવામાં આવી છે કે ''આમને કહો, મારો પાલનહાર પાક છે! શું હું એક સંદેશ લાવનાર માનવી સિવાય બીજું પણ કંઈ છું?'' એટલે કે, મૂર્ખાઓ! શું મેં ખુદા હોવાનો દાવો કર્યો હતો કે તમે આ માગણીઓ મારી સામે કરવા માંડયાં? મેં તમને કયારેય કહ્યું હતું કે હું સર્વશક્તિમાન છું? મેં કયારેય કહ્યું હતું કે ધરતી અને આકાશ ઉપર મારું રાજ ચાલી રહ્યું છે? મારો દાવો તો પહેલા દિવસ જ આ હતો કે હું ખુદાના તરફથી સંદેશ લાવનાર એક મનુષ્ય છું. તમારે ચકાસવું હોય તો મારા સંદેશને ચકાસો. ઈમાન લાવવો હોય તો આ સંદેશની સચ્ચાઈ અને તાર્કિકતા જોઈને ઈમાન લાવો. ઈનકાર કરવો હોય તો આ સંદેશમાં કોઈ ખામી કાઢીને દેખાડો. મારી સચ્ચાઈની ખાત્રી કરવી હોય તો એક માનવી હોવાની હેસિયતથી મારા જીવનને, મારી નીતિમત્તાને, મારા કામને જુઓ. આ બધું છોડીને તમે મારી પાસેથી આ કેવી માગણી કરવા માંડયાં કે ધરતી ફાડો અને આકાશને પાડી દો? છેવટે પયગમ્બરીનો આ કામોની સાથે શું સંબંધ છે?

(૧૦૭) એટલે કે દરેક જમાનાના જાહિલ લોકો આ જ ગેરસમજમાં પડેલા રહ્યાં છે કે મનુષ્ય કયારેય પગમ્બર હોઈ શકે નહીં. એટલા જ માટે જયારે કોઈ પયગમ્બર આવ્યો ત્યારે તેમણે આ જોઈને કે તે ખાય છે, પીએ છે, બાલ-બચ્ચાં ધરાવે છે, હાડમાંસનો બનેલો છે ફેંસલો કરી દીધો કે તે પયગમ્બર નથી કારણ કે તે મનુષ્ય છે. અને જયારે તે અવસાન પામ્યો ત્યારે અમુક સમયગાળા પછી તેના અનુયાયીઓમાં એવાં લોકો ઊભા થવા માંડયાં જે કહેવા લાગ્યાં કે તે મનુષ્ય ન હતો, કેમ કે પયગમ્બર હતો. એટલે કોઈએ તેને ખુદા બનાવ્યો, કોઈએ તેને ખુદાનો પુત્ર કહ્યો અને કોઈએ કહ્યું કે ખુદા તેની અંદર દાખલ થઈ ગયો હતો. આમ, મનુષ્યતા અને પયગમ્બરીનું એક જ હસ્તીમાં એકત્ર થઈ જવું અજ્ઞાન લોકોના માટે હંમેશાં એક કોયડો જ બનેલો રહ્યો. (વધુ

قُلْ كَفٰى بِاللّٰهِ شَهِيْدًۢا بَيْنِيْ وَ بَيْنَكُمْ ؕ اِنَّهٗ كَانَ بِعِبَادِهٖ خَبِيْرًۢا بَصِيْرًا ﴿۹۶﴾
وَ مَنْ يَّهْدِ اللّٰهُ فَهُوَ الْمُهْتَدِ ۚ وَ مَنْ يُّضْلِلْ فَلَنْ تَجِدَ لَهُمْ اَوْلِيَآءَ مِنْ
دُوْنِهٖ ؕ وَ نَحْشُرُهُمْ يَوْمَ الْقِيٰمَةِ عَلٰى وُجُوْهِهِمْ عُمْيًا وَّ بُكْمًا وَّ صُمًّا ؕ مَاْوٰىهُمْ
جَهَنَّمُ ؕ كُلَّمَا خَبَتْ زِدْنٰهُمْ سَعِيْرًا ﴿۹۷﴾ ذٰلِكَ جَزَآؤُهُمْ بِاَنَّهُمْ كَفَرُوْا النصف

**હે મુહમ્મદ, આમને કહી દો કે મારી અને તમારી વચ્ચે બસ એક અલ્લાહની સાક્ષી પૂરતી છે. તે તેના બંદાઓની હાલતથી માહિગાર છે અને બધું જ જોઈ રહ્યો છે.[૧૦૯]**

**જેને અલ્લાહ માર્ગદર્શન બખ્શે તે જ સીધો માર્ગ પામનાર છે, અને જેને તે ગુમરાહીમાં નાખી દે ત્યારે તેના સિવાય આવા લોકો માટે તું કોઈ હિમાયતી અને મદદગાર નથી પામી શકતો.[૧૧૦] આ લોકોને અમે કયામતના દિવસે ઊંધા મોઢે ખેંચી લાવીશું. આંધળાં, બહેરાં, અને મૂંગાં.[૧૧૧] તેમનું ઠેકાણું જહન્નમછે. જ્યારે પણ તેની આગ મંદ પડવા માંડશે અમે તેને વધારે ભડકાવી દઈશું. આ બદલો છે તેમની એ હરકતનો કે તેમણે અમારી**

---

સમજૂતી માટે જુઓ, સૂરઃ યાસીન, નોંધ ક્રમાંક-૧૧).

(૧૦૮) એટલે કે પયગમ્બરનું કામ ફકત આ જ નથી કે આવીને સંદેશ સંભળાવી દે બલકે તેનું કામ આ પણ છે કે આ સંદેશ પ્રમાણે માનવજીવનની સુધારણા કરે. તેણે માનવજીવનમાં આ સંદેશના નિયમોને લાગુ કરવાના હોય છે. તેણે ખુદ પોતાના જીવનમાં આ નિયમોનું અમલી પ્રદર્શન કરવાનું હોય છે. તેણે એ અસંખ્ય અલગ અલગ મનુષ્યોના મગજમાં રહેલી ગૂંચવણોને ઊકેલવી પડે છે જે આ સંદેશને સાંભળવા અને સમજવાનો પ્રયાસ કરે છે. તેણે માનનારા લોકોને સંગઠિત કરી તેમની કેળવણી કરવાની હોય છે કે જેથી આ સંદેશના શિક્ષણ પ્રમાણે એક સમાજ અસ્તિત્વમાં આવે. તેણે ઈનકાર અને વિરોધ કરનારા તથા અડચણો ઊભી કરનારા લોકોની સામે સંઘર્ષ કરવાનો હોય છે કે જેથી બગાડા અને અરાજકતાને ટેકો આપનારી શક્તિઓને પરાજિત કરી શકાય અને એ સુધારક પગલાં અમલમાં આવી શકે જેમના માટે ખુદાએ તેનો પયગમ્બર ઊઠાવ્યો છે. આ તમામ કામ જયારે મનુષ્યોમાં જ કરવાના છે ત્યારે તેમના માટે મનુષ્યને નહીં તો બીજા કોને મોકલવામાં આવત? ફરિશ્તો તો વધુમાં વધુ એટલું જ કરત કે આવી જાત, સંદેશ પહોંચાડી દેત અને જતો રહેત. મનુષ્યોમાં મનુષ્યોની જેમ રહીને મનુષ્ય જેવાં કામ કરવાં અને પછી માનવજીવનમાં ખુદાની મરજી પ્રમાણે સુધારણા કરીને દેખાડવી કોઈ ફરિશ્તાની શક્તિની વાત ન હતી, આના માટે તો એક મનુષ્ય જ વધુ યોગ્ય હોઈ શકતો હતો.

(૧૦૯) એટલે કે જે જે રીતે હું તમને સમજાવી રહ્યો છું અને તમારી સુધારણા માટે પ્રયત્ન કરી રહ્યો છું તેને પણ અલ્લાહ જાણે છે અને જે કંઈ તમે મારા વિરોધમાં કરી રહ્યાં છો તેને પણ અલ્લાહ જોઈ રહ્યો છે. ફેંસલો છેવટે તેણે જ કરવાનો છે એટલા માટે માત્ર તેનું જ જાણવું અને જોવું પૂરતું છે.

بِاٰيٰتِنَا وَ قَالُوْٓا ءَاِذَا كُنَّا عِظَامًا وَّ رُفَاتًا ءَاِنَّا لَمَبْعُوْثُوْنَ خَلْقًا
جَدِيْدًا ۝٩٨ اَوَ لَمْ يَرَوْا اَنَّ اللّٰهَ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَ الْاَرْضَ
قَادِرٌ عَلٰٓى اَنْ يَّخْلُقَ مِثْلَهُمْ وَ جَعَلَ لَهُمْ اَجَلًا لَّا رَيْبَ فِيْهِ ؕ
فَاَبَى الظّٰلِمُوْنَ اِلَّا كُفُوْرًا ۝٩٩ قُلْ لَّوْ اَنْتُمْ تَمْلِكُوْنَ خَزَآئِنَ
رَحْمَةِ رَبِّيْٓ اِذًا لَّاَمْسَكْتُمْ خَشْيَةَ الْاِنْفَاقِ ؕ وَ كَانَ الْاِنْسَانُ
રુકૂઅ ૧૧ قَتُوْرًا ۝١٠٠ ع وَ لَقَدْ اٰتَيْنَا مُوْسٰى تِسْعَ اٰيٰتٍۭ بَيِّنٰتٍ فَسْئَلْ بَنِيْٓ

આયતોનો ઈનકાર કર્યો અને કહ્યું "શું જ્યારે અમે ફકત હાડકાં અને માટી થઈ ગયા હોઈશું ત્યારે નવેસરથી અમને પેદા કરીને ઊભા કરવામાં આવશે ?" શું તેમને આ દેખાયું નહીં કે જે અલ્લાહે ધરતી અને આકાશોને સર્જ્યાં છે, તે આમના જેવાંને પેદા કરવાની ચોક્કસપણે શક્તિ ધરાવે છે ? તેણે તેમને એકત્ર કરવા માટે એક સમય નિશ્ચિત કરી રાખેલો છે જેનું આવવું ચોક્કસ છે, પરંતુ જુલમીઓનો આગ્રહ છે કે તેઓ આનો ઈનકાર જ કરશે.

હે મુહમ્મદ, આમને કહો, જો ક્યાંક મારા માલિકની કૃપાના ખજાના તમારા કબજામાં હોત તો તમે વપરાઈ જવાની બીકે જરૂર તેમને રોકી રાખત. હકીકતમાં મનુષ્ય ઘણો કંજૂસ જણાયો છે.[૧૧૨] (રુકૂઅ ૧૧)

અમે મૂસાને નવ નિશાનીઓ એનાયત કરી હતી જે સ્પષ્ટપણે દેખાઈ રહી હતી.[૧૧૩] હવે આ તમે પોતે

(૧૧૦) એટલે કે જેની ગુમરાહપ્રિયતા અને હઠાગ્રહના કારણે અલ્લાહે તેની ઉપર માર્ગદર્શનના દ્વારા બંધ કરી દીધાં હોય અને જેને અલ્લાહે જ એ ગુમરાહીઓ તરફ ધકેલી દીધો હોય જેની તરફ તે જવા માગતો હતો ત્યારે હવે બીજો કોણ છે જે તેને સીધા રસ્તે લાવી શકે? જે માણસે સત્ય તરફથી મોઢું ફેરવીને જૂઠ ઉપર સંતોષ માનવાનું પસંદ કર્યું, અને જેની આ ગંદકીને જોઈને અલ્લાહે પણ તેના માટે એ સાધનો પૂરા પાડી દીધાં જેનાથી સત્યની વિરૂદ્ધ તેની નફરતમાં તથા જૂઠ ઉપર તેના સંતોષમાં ઓર વધારો થતો જાય, તેને દુનિયાની કઈ તાકાત જૂઠથી હટાવી અથવા સત્ય ઉપર સંતુષ્ટ કરી શકે? અલ્લાહનો નિયમ આ નથી કે જે પોતે ભટકવા માગે તેને બળપૂર્વક માર્ગદર્શન આપે, અને બીજી કોઈ હસ્તીમાં એ તાકાત નથી કે લોકોના હૃદય પલટી નાખે.

(૧૧૧) એટલે કે જેવી રીતે તેઓ દુનિયામાં બનીને રહ્યાં કે ન તો સત્યને જોતા હતાં ન તો સત્યને

اِسۡرَآءِيۡلَ اِذۡ جَآءَهُمۡ فَقَالَ لَهٗ فِرۡعَوۡنُ اِنِّىۡ لَاَظُنُّكَ يٰمُوۡسٰى
مَسۡحُوۡرًا ﴿۱۰۱﴾ قَالَ لَقَدۡ عَلِمۡتَ مَاۤ اَنۡزَلَ هٰٓؤُلَاۤءِ اِلَّا رَبُّ السَّمٰوٰتِ وَ

**બનીઈસ્રાઈલને પૂછી લો કે જ્યારે તે સામે આવી ત્યારે ફિરઔને આ જ કહ્યું હતું ને કે "હે મૂસા, હું માનું છું કે તું જરૂર એક વશીભૂત માણસ છે."[114] મૂસાએ તેના જવાબમાં કહ્યું "તું સારી પેઠે જાણે છે કે આ આંખો ખોલી દેનારી નિશાનીઓ ધરતી અને આકાશોના માલિક સિવાય કોઈએ ઊતારેલી**

ઓળખતા હતાં અને ન તો સત્ય બોલતા હતાં, એવી જ રીતે તેમને કયામતમાં ઊઠાવવામાં આવશે.

(૧૧૨) આ ઈશારો એ વિષય તરફ છે જે આની પહેલાં આયત ૫૫ માં وَرَبُّكَ اَعۡلَمُ بِمَنۡ فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ આવી ગયો છે. મક્કાના મુશ્રિકો જે મનોવૈજ્ઞાનિક કારણોના લીધે નબી સ.અ.વ.ની નબૂવ્વતનો ઈનકાર કરતા હતાં તેમાંથી જ એક મહત્ત્વનું કારણ આ હતું કે આવી રીતે તેમને નબી સ.અ.વ.ની શ્રેષ્ઠતાને માનવી પડતી હતી, અને કોઈ પણ માણસ પોતાના સમકાલીન અને હરીફની શ્રેષ્ઠતા સ્વીકારવા માટે ભાગ્યે જ તૈયાર થતો હોય છે. એટલા જ માટે કહેવામાં આવી રહ્યું છે કે જે લોકોની કંજૂસાઈની હાલત આ છે કે કોઈના સાચા દરજ્જાનો એકરાર કરતાં પણ તેમના દિલ ખચકાય છે તેમને જો ખુદાએ તેની કૃપાના ખજાનાઓની ચાવીઓ હવાલે કરી દીધી હોત તો કોઈને એક કાંણો પૈસો પણ ન આપત.

(૧૧૩) ધ્યાનમાં રહે કે અહીં ફરીથી મક્કાના કાફિરોને ચમત્કારની માગણીનો જવાબ આપવામાં આવ્યો છે, અને આ ત્રીજો જવાબ છે. કાફિરો કહેતા હતાં કે અમે તો તમારી ઉપર ત્યાં સુધી ઈમાન નહીં લાવીએ જ્યાં સુધી તમે આવાં આવાં કામ કરીને દેખાડો નહીં. જવાબમાં તેમને કહેવામાં આવી રહ્યું છે કે તમારી પહેલાં ફિરઔનને આવા જ સ્પષ્ટ ચમત્કારો, એક-બે નહીં, એક પછી એક સતત નવ દેખાડવામાં આવ્યા હતાં, તો પછી તમને ખબર પડવી જોઈએ કે જે માનવા માગતો ન હતો તેણે તેમને જોઈને શું કહ્યું? અને તમને આ પણ ખબર છે કે જ્યારે તેણે ચમત્કાર જોઈને પણ નબીને જૂઠો કહ્યો ત્યારે તેનો શો અંજામ આવ્યો?

એ નવ નિશાનીઓ જેમનો અહીં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, આની પહેલા સૂરઃ આ'રાફમાં આવી ગઈ છે. એટલે કે લાઠી જે અજગર બની જતી હતી, ચળકતો હાથ જે બગલમાંથી કાઢતાં જ સૂર્યની જેમ ચળકાટ મારતો હતો, જાદુગરોના જાદુને જાહેરમાં પરાજિત કરવો, એક જાહેરાત પ્રમાણે સમગ્ર દેશમાં દુષ્કાળ પેદા થઈ જવો અને ત્યારબાદ એક પછી એક તોફાન, તીડના ટોળાં, જૂ, દેડકાં, લોહીની આફતો ઊતરવી.

(૧૧૪) આ એ જ સંબોધન છે જેના વડે મક્કાના મુશ્રિકો નબી સ.અ.વ.ને સંબોધન કરતા હતાં. આ જ સૂરઃની આયત ૪૭ માં તેમનું આ કથન આવી ગયું છે કે اِنۡ تَتَّبِعُوۡنَ اِلَّا رَجُلًا مَّسۡحُوۡرًا (તમે તો એક વશીભૂત થયેલા માણસની પાછળ જઈ રહ્યાં છો.) હવે તેમને જણાવવામાં આવી રહ્યું છે કે બરાબર આ જ સંબોધન વડે ફિરઔને મૂસા અ.સ.ને ઉદ્દેશ્યા હતાં.

આ જગ્યાએ એક ગૌણ મુદ્દો બીજો પણ છે જેની તરફ ઈશારો કરી દેવાનું અમને યોગ્ય લાગે છે. આધુનિક જમાનામાં હદીસનો ઈનકાર કરનારાઓએ હદીસોની સામે જે વાંધા ઊભા કર્યા છે તેમાંથી એક વાંધો આ છે કે હદીસની રૂએ એક વખતે નબી સ.અ.વ. ઉપર જાદુની અસર થઈ ગઈ હતી, જો કે કુર્આનની રૂએ

الْاَرْضِ بَصَآئِرَ ۚ وَ اِنِّيْ لَاَظُنُّكَ يٰفِرْعَوْنُ مَثْبُوْرًا ﴿۱۰۲﴾ فَاَرَادَ اَنْ
يَّسْتَفِزَّهُمْ مِّنَ الْاَرْضِ فَاَغْرَقْنٰهُ وَ مَنْ مَّعَهٗ جَمِيْعًا ﴿۱۰۳﴾ وَّ قُلْنَا

**નથી.[૧૧૫] અને મારો ખ્યાલ છે કે હે ફિરઔન, ચોક્કસપણે તું મુસીબતનો મારેલો છે.[૧૧૬] છેવટે ફિરઔને ઈરાદો કર્યો કે મૂસા અને બનીઈસ્રાઈલને ધરતીમાંથી ઊખાડી ફેંકે, પરંતુ અમે તેને અને તેના સાથીદારોને એકસાથે ગરકાવ કરી દીધાં અને ત્યાર**

કાફિરો દ્વારા નબી સ.અ.વ.ઉપર એવો ખોટો આરોપ મૂકવામાં આવ્યો હતો કે આપ એક વશીભૂત માણસ છે. હદીસના ઈનકાર કરનારાઓ કહે છે કે આવી રીતે હદીસના રિવાયતકર્તાઓએ કુર્આનને ખોટો કહ્યો છે અને મક્કાના કાફિરોને સમર્થન આપ્યું છે. પરંતુ અહીં જુઓ કે સ્પષ્ટપણે કુર્આનની રૂએ હઝરત મૂસા અ.સ. ઉપર પણ ફિરઔન દ્વારા આવો ખોટો આક્ષેપ મૂકવામાં આવ્યો હતો કે તેઓ એક વશીભૂત માણસ છે અને ત્યારબાદ કુર્આને પોતે જ સૂરઃ તાહામાં કહ્યું છે કે فَاِذَا حِبَالُهُمْ وَعِصِيُّهُمْ يُخَيَّلُ اِلَيْهِ مِنْ سِحْرِهِمْ اَنَّهَا تَسْعٰى ﴿۶۶﴾ فَاَوْجَسَ فِيْ نَفْسِهٖ خِيْفَةً مُّوْسٰى "જ્યારે જાદુગરોએ તેમના મંતર ભણ્યાં ત્યારે અચાનક તેમના જાદુથી મૂસાને એવું લાગવા માંડયું કે તેમની લાઠીઓ અને દોરડાં દોડી રહ્યાં છે, પછી મૂસા તેના દિલમાં ડરી ગયો." શું આ શબ્દો સ્પષ્ટપણે આ દલીલ આપતાં નથી કે હઝરત મૂસા અ.સ. એ વખતે જાદુથી પ્રભાવિત થઈ ગયા હતાં? અને શું આના વિષે પણ હદીસના ઈનકાર કરનારાઓ આ કહેવા માટે તૈયાર છે કે અહીં કુર્આને પોતાને જ ખોટો ઠેરવ્યો છે તથા ફિરઔનના ખોટા આક્ષેપનું સમર્થન કર્યું છે?

હકીકતમાં આવી જાતના વાંધાઓ ઊઠાવનારા લોકોને આ ખબર નથી કે મક્કાના કાફિરો અને ફિરઔન કયા અર્થમાં નબી સ.અ.વ. તથા હઝરત મૂસા અ.સ.ને વશીભૂત કહેતાં હતાં. તેમનો કહેવાનો આશય આ હતો કે કોઈ દુશ્મને જાદુ કરીને તેમને પાગલ બનાવી દીધાં છે અને આ જ પાગલપણાંના પ્રભાવ હેઠળ તેઓ નબૂવ્વતનો દાવો કરે છે અને એક અનોખો સંદેશ સંભળાવે છે. કુર્આન તેમના આ જ આક્ષેપને ખોટો ઠરાવે છે. હવે હંગામી રીતે કોઈ વ્યક્તિના શરીર અથવા શરીરના અંગનું જાદુ વડે પ્રભાવિત થઈ જવું તે વાત બિલકુલ એવી જ છે જેમ કે કોઈ વ્યક્તિને પથ્થર વાગવાથી ઈજા થાય. આ જ વસ્તુનો આરોપ ન તો કાફિરોએ લગાવ્યો હતો, ન તો કુર્આને તેનું ખંડન કર્યું, અને ન તો આ પ્રકારના કોઈ હંગામી પ્રભાવના લીધે નબીના પદ ઉપર કોઈ દોષ આવે છે. નબી ઉપર જયારે ઝેરની અસર થઈ શકતી હતી, નબી જયારે ઈજાગ્રસ્ત થઈ શકતો હતો, તો પછી તેની ઉપર જાદુની અસર પણ થઈ શકતી હતી. આના લીધે નબીના પદ ઉપર દોષ આવવાનું કારણ શું હોઈ શકે? નબીના પદમાં આ વાત આક્ષેપ બની શકે છે કે નબીની માનસિક અને બૌદ્ધિક શક્તિઓ જાદુના પ્રભાવ હેઠળ આવી જાય એટલે સુધી કે તેના કાર્ય અને તેની વાણી બધું જ જાદુની જ અસર હેઠળ આવવા માંડે. સત્યના વિરોધીઓ હઝરત મૂસા અ.સ.અને નબી સ.અ.વ. ઉપર આ જ આક્ષેપ મૂકતા હતાં અને આનું જ ખંડન કુર્આને કર્યું છે.

(૧૧૫) આ વાત હઝરત મૂસા અ.સ.એ એટલા માટે કહી કે કોઈ પણ દેશ ઉપર દુષ્કાળ પડવો, અથવા લાખો ચોરસ માઈલમાં ફેલાયેલા પ્રદેશમાં દેડકાંઓનું એક આફતની જેમ નીકળી આવવું, અથવા દેશના તમામ અનાજના ગોદામોમાં જીવાત પડી જવી, અને આવી જ બીજી વ્યાપક મુસીબતો કોઈ જાદુગરના જાદુ અથવા

مِنۡۢ بَعۡدِهٖ لِبَنِىۡۤ اِسۡرَآءِيۡلَ اسۡكُنُوا الۡاَرۡضَ فَاِذَا جَآءَ وَعۡدُ
الۡاٰخِرَةِ جِئۡنَا بِكُمۡ لَفِيۡفًا ﴿۱۰۴﴾ وَبِالۡحَقِّ اَنۡزَلۡنٰهُ وَبِالۡحَقِّ نَزَلَ ؕ
وَمَاۤ اَرۡسَلۡنٰكَ اِلَّا مُبَشِّرًا وَّنَذِيۡرًا ۘ ﴿۱۰۵﴾ وَقُرۡاٰنًا فَرَقۡنٰهُ لِتَقۡرَاَهٗ
عَلَى النَّاسِ عَلٰى مُكۡثٍ وَّنَزَّلۡنٰهُ تَنۡزِيۡلًا ﴿۱۰۶﴾ قُلۡ اٰمِنُوۡا بِهٖۤ

**પછી બનીઇસ્રાઈલને કહ્યું કે હવે તમે ધરતીમાં વસવાટ કરો,[૧૧૭] પછી જ્યારે આખિરતના વાયદાનો સમય આવી જશે ત્યારે અમે તમને સૌને એકસાથે લાવીને હાજર કરીશું.**

**આ કુર્આનને અમે સત્ય સાથે ઊતાર્યું છે અને સત્યની સાથે જ આ ઊતર્યું છે, અને હે મુહમ્મદ, તમને અમે આ સિવાય બીજા કોઈ કામ માટે નથી મોકલ્યાં કે (જે માની લે તેને) ખુશખબર આપી દો અને (જે ન માને તેને) ચેતવી દો.[૧૧૮] અને આ કુર્આનને અમે થોડું થોડું કરીને ઊતાર્યું છે કે જેથી તમે થોભી થોભીને આને લોકોને સંભળાવો, અને આને અમે (પ્રસંગોપાત) તબક્કાવાર ઊતાર્યું છે.[૧૧૯] હે મુહમ્મદ, આ લોકોને કહી દો કે તમે આને માનો**

કોઈ માનવશક્તિના પરાક્રમથી પ્રગટ થઈ શકતી નથી. બીજું, જયારે દરેક આફતના ઊતરાણ પહેલાં મૂસા અ.સ.ફિરઔનને નોટીસ આપી દેતાં હતાં કે જો તું તારો હઠાગ્રહ છોડશે નહીં તો આ આફત તારા રાજ્ય ઉપર ઊતારી દેવામાં આવશે, અને બરાબર તેમના વર્ણન પ્રમાણે જ એ આફત સમગ્ર રાજ્ય ઉપર ઊતરી આવતી હતી ત્યારે આવા સંજોગોમાં ફક્ત એક પાગલ અથવા તો કટ્ટર હઠીલો માણસ જ એમ કહી શકે તેમ હતો કે આ આફતોનું ઊતરાણ ધરતી અને આકાશોના માલિક સિવાય બીજા કોઈની કારસ્તાનીનું પરિણામ છે.

(૧૧૬) એટલે કે હું તો વશીભૂત માણસ નથી પરંતુ તું તો જરૂર બરબાદ થયેલો છે. આ તમામ ખુદાઈ નિશાનીઓને એક પછી એક જોયા પછી પણ તારૂં તારા હઠાગ્રહ ઉપર કાયમ રહેવું એ સ્પષ્ટ રીતે દર્શાવી રહ્યું છે કે હવે તારૂં આવી બન્યું છે.

(૧૧૭) આ કિસ્સાને વર્ણવવા પાછળનો આશય આ છે કે મક્કાના મુશ્રિકો એ ફિરાકમાં હતાં કે મુસલમાનોને તથા નબી સ.અ.વ.ને અરબસ્તાનની ભૂમિમાંથી નાબૂદ કરી દે. આના માટે તેમને આ સંભળાવવામાં આવી રહ્યું છે કે ફિરઔને આવું જ મૂસા અ.સ.અને બનીઇસ્રાઈલની સાથે કરવા ઈચ્છયું હતું પરંતુ થયું આમ કે ફિરઔન અને તેના સાથીદારોને નાબૂદ કરી દેવામાં આવ્યાં અને ભૂમિ ઉપર મૂસા અ.સ. અને મૂસાના અનુયાયીઓને જ આબાદ કરવામાં આવ્યાં. હવે જો એ જ રસ્તા ઉપર તમે ચાલશો તો તમારો અંત પણ તેના કરતાં જરા પણ અલગ નહીં હોય.

(૧૧૮) એટલે કે તમારી ઉપર આ જવાબદારી મૂકવામાં આવી નથી કે જે લોકો કુર્આનના શિક્ષણને ચકાસીને સત્ય અને અસત્યનો નિર્ણય કરવા માટે તૈયાર નથી તેમને તમે ઝરણાં કાઢીને, બગીચાં ઊગાડીને તથા

اَوْ لَا تُؤْمِنُوْا ؕ اِنَّ الَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ مِنْ قَبْلِهٖۤ اِذَا يُتْلٰى عَلَيْهِمْ
يَخِرُّوْنَ لِلْاَذْقَانِ سُجَّدًا ۙ﴿۱۰۷﴾ وَّ يَقُوْلُوْنَ سُبْحٰنَ رَبِّنَاۤ اِنْ كَانَ
وَعْدُ رَبِّنَا لَمَفْعُوْلًا ﴿۱۰۸﴾ وَ يَخِرُّوْنَ لِلْاَذْقَانِ يَبْكُوْنَ وَ يَزِيْدُهُمْ
خُشُوْعًا ۩ السجدة ﴿۱۰۹﴾ قُلِ ادْعُوا اللّٰهَ اَوِ ادْعُوا الرَّحْمٰنَ ؕ اَيًّا مَّا تَدْعُوْا
فَلَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى ۚ وَ لَا تَجْهَرْ بِصَلَاتِكَ وَ لَا تُخَافِتْ بِهَا
وَ ابْتَغِ بَيْنَ ذٰلِكَ سَبِيْلًا ﴿۱۱۰﴾ وَ قُلِ الْحَمْدُ لِلّٰهِ الَّذِيْ لَمْ يَتَّخِذْ وَلَدًا

**કે ન માનો, જે લોકોને આ પહેલાં જ્ઞાન આપવામાં આવેલું છે[૧૨૦] તેમને જ્યારે આ સંભળાવવામાં આવે છે ત્યારે તેઓ મોઢાભેર સિજદામાં પડી જાય છે અને બોલી ઊઠે છે ''પાક છે અમારો માલિક, તેનો વાયદો તો પૂરો થવાનો જ હતો''[૧૨૧] અને તેઓ રડતાં રડતાં મોઢાભેર પડી જાય છે અને આને સાંભળીને તેમનું કરગરવું ઓર વધી જાય છે.[૧૨૨]**

**હે નબી, આમને કહો ''અલ્લાહ કહીને પોકારો કે રહ્‌માન કહીને, જે નામથી પણ પોકારો તેના માટે બધાં સારા જ નામો છે.''[૧૨૩] અને તમારી નમાઝ ન તો બહુ મોટેથી પઢો અને ન તો બહુ જ ધીમા અવાજે, આ બન્ને વચ્ચે મધ્યમ સ્તરનો અવાજ અપનાવો.[૧૨૪] અને કહો, ''પ્રશંસા છે એ અલ્લાહ માટે કે જેણે ન તો કોઈને પુત્ર બનાવ્યો,**

આકાશ ફાડીને કોઈ પણ રીતે મુસલમાન બનાવવાનો પ્રયાસ કરો, બલકે તમારૂં કામ તો આટલું જ છે કે લોકોની સામે સાચી વાત રજૂ કરી દો અને પછી તેમને સ્પષ્ટ રીતે જણાવી દો કે જે આને માનશે તે પોતાનું જ ભલું કરશે અને જે નહીં માને તે ખરાબ પરિણામ જોશે.

(૧૧૯) આ જવાબ છે વિરોધીઓની એ શંકાનો કે અલ્લાહને સંદેશ મોકલવો જ હતો તો શા માટે એકીસાથે સમગ્ર સંદેશ મોકલી ન આપ્યો? આ થોભી થોભીને થોડો થોડો સંદેશ શા માટે મોકલવામાં આવી રહ્યો છે? શું ખુદાને પણ મનુષ્યોની જેમ વિચારી વિચારીને વાત કરવાની જરૂર પડે છે? આ શંકાનો વિગતવાર જવાબ સૂરઃ નહ્‌લની આયતો ૧૦૧ અને ૧૦૨ માં આવી ગયો છે અને ત્યાં અમે તેની સમજૂતી પણ કરી ગયાં છીએ. એટલા માટે અહીં તેનું પુનરાવર્તન કરવાની જરૂર નથી.

(૧૨૦) એટલે કે એ ગ્રંથવાળાં જે આકાશી પુસ્તકોના શિક્ષણથી વાકેફ છે તથા તેની વર્ણનશૈલીને ઓળખે છે.

وَّ لَمْ يَكُنْ لَّهٗ شَرِيْكٌ فِى الْمُلْكِ وَ لَمْ يَكُنْ لَّهٗ وَلِىٌّ مِّنَ الذُّلِّ وَ كَبِّرْهُ تَكْبِيْرًا ﴿١١١﴾



**ન તો કોઈ હકૂમતમાં તેનો ભાગીદાર છે, અને ન તો તે લાચાર છે કે કોઈ તેનો મદદગાર હોય.''[૧૨૫] અને તેની મોટાઈ વર્ણવો, પૂર્ણ કક્ષાની મોટાઈ. (રુકૂઅ ૧૨)**

(૧૨૧) એટલે કે કુર્આનને સાંભળીને તેઓ તરત જ સમજી જાય છે કે જે નબીના આગમનનો વાયદો અગાઉના નબીઓના પુસ્તકોમાં કરવામાં આવ્યો હતો તે આવી ગયો છે.

(૧૨૨) સદાચારી ગ્રંથવાળાઓના આ વલણનો ઉલ્લેખ કુર્આનેમજીદમાં અનેક જગ્યાએ કરવામાં આવ્યો છે. જેમ કે સૂરઃ આલેઈમરાન, આયતો ૧૧૩ થી ૧૧૫, ૧૯૯ અને સૂરઃ માઈદહ, આયતો ૮૨ થી ૮૫.

(૧૨૩) આ જવાબ મુશ્રિકોના એ વાંધાનો છે કે સર્જનહારના માટે અમે ''અલ્લાહ'' નું નામ તો સાંભળ્યું હતું પરંતુ આ ''રહ્‌માન'' નું નામ તમે કયાંથી કાઢી લાવ્યાં? કેમ કે તેમને ત્યાં અલ્લાહતઆલા માટે આ નામનું ચલણ ન હતું તેથી તેઓ આની સામે અણગમો દર્શાવતા હતાં.

(૧૨૪) ઈબ્નેઅબ્બાસ રદિ. કહે છે કે, મક્કામાં જયારે નબી સ.અ.વ. અથવા બીજાં સહાબીઓ નમાઝ પઢતી વખતે મોટેથી કુર્આન પઢતા હતાં ત્યારે કાફિરો ધોંધાટ કરવા માંડતાં અને ઘણી વખતે ગાળોનો વરસાદ પણ શરૂ કરી દેતા હતાં. આના માટે હુકમ થયો કે તમે ન તો એટલા મોટેથી પઢો કે કાફિરો સાંભળીને ભીડ ઊભી કરી દે, અને ન તો એટલા ધીમા અવાજે પઢો કે તમારા પોતાના સાથીઓ પણ સાંભળી ન શકે. આ હુકમ માત્ર એ જ પરિસ્થિતિ માટે હતો. મદીનામાં જયારે પરિસ્થિતિ બદલાઈ ગઈ ત્યારે આ હુકમ બાકી રહ્યો નહીં. અલબત્ત, જયારે પણ મુસલમાનોને મક્કા જેવી પરિસ્થિતિમાં મૂકાવું પડે ત્યારે તેમણે આ જ હુકમ પ્રમાણે અમલ કરવો જોઈએ.

(૧૨૫) આ કથનમાં એક નાજુક કટાક્ષ એ મુશ્રિકોની શ્રદ્ધા ઉપર કરવામાં આવ્યો છે જે જુદા જુદા દેવતાઓ અને મહાન પુરૂષો વિષે માને છે કે અલ્લાહતઆલાએ તેની ખુદાઈના અલગ અલગ ખાતાં અથવા પોતાના સામ્રાજયના જુદા જુદા પ્રદેશો તેમના વહીવટમાં આપી દીધાં છે. આ બેહૂદી માન્યતાનો સ્પષ્ટ અર્થ આ છે કે અલ્લાહતઆલા પોતે પોતાની ખુદાઈનો બોજો ઉપાડવા માટે અશક્ત છે તેથી તે પોતાના ટેકેદારો શોધી રહ્યો છે. એટલા જ માટે કહેવામાં આવ્યું કે અલ્લાહ અશક્ત અને લાચાર નથી કે તેને થોડાં નાયબો અને મદદનીશોની જરૂર હોય.



